


# ઈલા કાવ્યો

અને

## રતન સિવાય બીજાં બધાં

સુશોભનકાર

કનુ દેસાઈ

પહેલી આવૃત્તિ · ૧૯૩૩
બીજી સુધારેલી વધારેલી આવૃત્તિ ૧૯૪૮



કિંમત
૨-૮-૦

## પહેલી આવૃત્તિની
## પ્રસ્તાવના



ઈલા

ઈલા એ નામ મને ઘણુ ગમે છે એ નામે મારા જીવનમા સુખદુ ખના ઊભરા આણ્યા છે, શમાવ્યા છે એ નામ સાથે અનેક સ્મૃતિચિત્રો સકળાએલા છે એ નામ સાભળીને હુ, જે કઈ ખરાબ હોઇશ તે મટી તરત કઈકવાર સારો થઇ જાઉં છુ તો એ નામ મને કેમ ન ગમે? ઈલાવૃત્ત, ઈલાવશ, ઐલફૂળ, ઈલા એ બધા પુરાણના નામોમાથી ઇલા નામ સૌથી વધારે નાનપણથી જ મને ગમતુ એ નામની ઊજવણી કરવાનો આનદ આજે મારાથી રોકયો રોકાતો નથી

ઈલા કલ્પિત નથી, જીવત વ્યક્તિ છે ઘણાના જીવનમા ઘણી વ્યક્તિઓ વણાએલી હોય છે, એમ એ મારા જીવનમા વણાએલી છે વળી ઇલા એક નથી, ત્રણ છે ત્રણમાની બે મને મૂકી ચાલી ગઈ . કયા? .. જ્યા હુ નથી જઈ શકતો ત્યા. છતા એ સદ્ગત છે તે મારે મન અમર છે એક ગઈ સંવત ૧૯૮૨ના વૈશાખમા—૧૯૨૬ના મેમા, બીજી ગઇ સવત ૧૯૮૭ના માઘમા—૧૯૩૧ના ફેબ્રુઆરીમા ત્રીજી

એ બેની અને મારી વચ્ચે ઝીણો તાંતણો સાધી રહેલી છે. એટલો સૂક્ષ્મ તતુ અનત રાખવા, પ્રભુ ! એટલી મારી એ ઈલા બેનને અખંડ સૌભાગ્યવતી રાખે સમભાવશાળી ભાઇએનો અને વડીલ મિત્રો એને આશીર્વાદ આપે. મને પડેલી ખોટ પૂરવા જેઓ પોતાથી બનતુ કરે છે તેઓ મને શુભાશિષ આપે. અચાનક હજી કોઈ ઇલા મારા વારણા લેવા, આશિર્વચન કહેવા, મને ઠારવા, અહીં કે ત્યાં, કયાક પણ મને જરૂર મળશે એવી મારી શ્રદ્ધા અખડ રાખવા પ્રભુ મને બલ આપે !

અમે ચારે સાથે રમતા, કૂદતા, ફરતા, લડતા, વઢતા, 'તે હિ નો દિવસા ગતા'. અમે શુ યે કરતા, શું શુ નહિ કરતા, એ કથનીમા સૌને રસ પડશે ? બાળપણનો પખીમાળો બાધનારામાથી રહેલી એક ઇલામા જ હવે મારે ત્રણેનાં સ્મરણદર્શનો કરી કૃતાર્થ થવુ રહ્યું.



સવાર પડે ને મને ઊગતે સૂરજે 'ભાઈ' કહી ઉઠાડે, ખાવાનામા અરધા ઉપરનો ભાગ બાજુએ રાખી, પોતે પોતાનો ભાગ ખાવા માટે થોભે, ઝભલાની કસ, ડગલાના બોરીઆ, ટોપી પરની ધૂળ, ઉઘાડમાથાની વેવલી બાબરી, ચશ્માના તારબધ ઉપરનો મેલ, અને એવી અનેક વસ્તુઓને સંભાળ લઈ સમરાવે; મને વઢે, ટોકે, સતાવે, ખીજવે, પજવે, પટાવે, ફટકાવે, જે મારા સસ્કાર પોષે, નીતિ ઘડે, પ્રેરણા આપે, સવારે ઊઠતા જેના દર્શન વિના દિવસ 'સારો' નહિ જાય એમ માનુ, જેને પગે લાગ્યા વિના–જેના શુભાશિષ વિના કોઈ પણ કામની શરૂઆત ન કરું, જેને હુ આખા દિવસનો હિસાબ આપુ, જેની આગળ સઘળી ભૂલો કબૂલુ, જેની આગળ કદી જૂઠુ ન બોલુ; જેની હૂંફે, જેના હેતે, જેની આશિષે, કર્તવ્યપથે યથાશક્તિ વહ્યો જાઉ, જીવનને વારવાર ઘેરી વળતી કાળી વાદળી જેના એક જ હાસ્યચક્રે દૂર થાય,—એવી મારી ઇલાના કેટકેટલા ગુણગાન ગાઉં ?

આકાશની પાટી ને સાગરની રૂશનાઇ બનાવીને લખુ ? કે હિમાલયના ઓગળતા હિમની કલમઝારી બનાવીને લખુ? કે સૂરજ-કિરણોની લીટીઓ ગોઠવી એમા ચાદાના અક્ષરો વડે નવી લિપિ આલેખુ ?

એવી મારી જીવતમૂર્તિ ઇલાએ મારા જીવનમા સજીવન કરેલા સસ્કારના બદલામા આ સગ્રહના રૂપમા વળતર—એનુ તે શુ પ્રમાણ ? બહેનના એ નિર્મળ પવિત્ર નિ સ્વાર્થ ભાવનો આ કેટલો નિર્બળ પડઘો ! એને દીધેલા સતાપ, એને ચીડવવાના કરેલા પાપ આ કેટલુ નિર્જીવ પ્રાયશ્ચિત !



હુ કુબેરદેવ હોઉં તો ઠેકઠેકાણે ઇમારતો બાધી એને 'ઇલા' નામ આપુ, (અરે હુ વિશ્વકર્મા હોઉં તો—કે બ્રહ્મા જ હોઉ તો—નવી જ સૃષ્ટિ રચી એને 'ઇલા' નામ નહિ આપુ ?), હુ શિખરિણી હોઉં તો એકાદ ભવ્ય અને સુદર ગિરિશૃગ શોધી, ત્યા ચઢી એને 'ઇલાશિખર' નામ આપુ; હુ કોઇ મોટો સાગરખેડુ હોઉં તો એકાદ ખડક શોધી વહાણોને સાવચેત રહેવા ત્યા એક નાજુક પણ મજબૂત દીવાદાડી બાધી એને 'ઇલાદીવી' નામ આપુ, અથવા તો હુ એક મહાન વૈજ્ઞાનિક થાઉં તો જગતજ્યોતિમાથી એકાદ નવુ રશ્મિ શોધી એને 'ઇલાકિરણ' નામ આપુ, કે ખગોળમા નવો જ 'ઇલાતારો' શોધુ

પરતુ અત્યારે સતોષે એવુ તો આ જ છે એક સ્મારક આ તો રક પ્રયાસ, ભગિનીહેતના ભવ્ય કર્મકાડના ઉપનિષદ્-સાહિત્યમાથી એકાદ નજીવા શ્લોકનો ઉચ્ચારમાત્ર, ધ્વનિમાત્ર, શબ્દમાત્ર . . .

હમણા તો આટલાથી જ મારુ ઇલા તરફનુ ઋણ અદા થએલુ માની મારે ફુલાવાનુ !

# આ બીજી આવૃત્તિ વિષે

'ઇલિા કાવ્યો' પ્રગટ થયા પછી 'રતન' છપાયુ; ત્યાર પછી લખાએલા કાવ્યોમાથી અમુક વીણીને આ આવૃત્તિમા સામેલ કર્યાં છે એ નવાં પૈકી કેટલાંક સૅાનેટો તથા કેટલીક કવિતા અહીં દાખલ નથી કરી; છપાવવી પણ નથી થોડીક તો મિત્રોને આપી દીધી છે.

વચ્ચેના આ ગાળા દરમ્યાન મેં ઇલાકાવ્યોમાની કાવ્યભાવનાને તરછોડી હતી—તરછોડવી પડી હતી. એક દાયકો હુ રસ્તો ચૂકી ગયો હતો. પણ ઇલાની આગ મારા પરથી નહોતી સરી. એણે અચાનક આવી આંગળીએ વળગાડી દીધો.

પહેલી આવૃત્તિમા છઠ્ઠા પાને ૧૯૩૩મા અચાનક કોઇ ઇલા મળવા વિષે મેં ઉલ્લેખ કર્યો હતો. દસ વર્ષે '૪૩મા એ મળી. એ હવે તો દોરવતી પણ નથી, મારી પડખે છે, મને એકલો જ આગળ જવા પ્રેરે છે.



# અનુક્રમ




| | | | |
|---|---|---|---|
| અર્પણ | ૧ | જન્મોત્રી | ૪૧ |
| ઇલાને | ૨ | વિધાત્રી | ૪૩ |
| અજલિ | ૩ | ભવિષ્યવેત્તા | ૪૫ |
| દેવબાલા | ૪ | તારા | ૪૮ |
| વરદાન | ૫ | પડઘો | ૫૦ |
| દીવાળી | ૬ | આશા | ૫૨ |
| દીવાળી દીપજો | ૭ | આશિષ | ૫૪ |
| દીપાવલી | ૮ | કાળકોટડી | ૫૬ |
| દીવાળી-૧ | ૯ | ગાઢનિંદર | ૫૭ |
| દીવાળી-૨ | ૧૦ | પચ્ચીશી | ૫૯ |
| સાત તાળી | ૧૧ | મા | ૬૪ |
| વનદેવી | ૧૩ | યમલ | ૬૫ |
| હાલા | ૧૫ | ૧ શૈશવ | ૬૭ |
| ઓળખ | ૧૭ | ૨ ધન્ય ઘડી | ૬૭ |
| સ્વાર્થી | ૧૯ | ૩ અબોલા | ૬૮ |
| અભિલાષ | ૨૦ | ૪ સન્ધિ | ૬૯ |
| ઈન્દુ | ૨૨ | ૫ પ્રાર્થના | ૭૦ |
| એકમ | ૨૪ | ૬ સૂકી પાદડી | ૭૦ |
| કલ્યાણ | ૩૪ | ૭ આસુ | ૭૧ |
| ખેતી | ૩૯ | ૮ આશાતૃષા | ૭૨ |

૯ નિરાશા ૭૨
૧૦ વિષપાન ૭૩
૧૧ શ્રદ્ધા ૭૪
૧૨ જ્યોતિ ૭૫
૧૩ આશ્વાસન ૭૫
૧૪ અશ્રુદાન ૭૬
દર્શન ૭૮
શિખરિણી ૮૧
કચનજંઘા ૮૨
પ્રાર્થના ૮૮
સ્વપ્નુ ૮૯
કર્મણ્યે ૯૦
ત્રિકાળ ૯૧
સ્મારક ૯૨
વદાય ૯૪
પ્રણામ ૯૫
કાળરાત્રિ ૯૬
પ્રલય ૯૭
પ્રયાણ ૯૮
અવસાન ૯૯
વિસર્જન ૧૦૦


વિવિધ


સ્વતંત્રતા ૧૦૩
ગુજરાત ૧૦૪
અમર રહો ગાંધીજી ૧૦૫
દેશબંધુ ૧૦૬
શ્રી ર. વ. દેસાઇનો વનપ્રવેશ ૧૦૭
સ્વ. નરસિંહરાવ ૧૦૮
બારડોલી ૧૦૯
મેહફિલની પૂર્તિ ૧૧૦
પૃથ્વી ૧૧૧
પગરખુ ૧૧૨
ટેલિફોન ૧૧૩
દરિયાથી ડુંગર ૧૧૪


રેડીઓ રૂપકો


કાળરાત્રિ ૧૧૯
એક ડાયરો ૧૩૧
યમ-સાવિત્રી ૧૩૮
માધનુ મૃત્યુ ૧૪૪


ગરબા અને ગીતો


જય હો ગરવી ગુજરાત ૧૫૩
તારી કિરત ૧૫૪
ગરવાં સપનાં ૧૫૫
ચઢો રે શિખર ૧૫૬
ગરબો ૧૫૮
દીવડો ૧૫૯
ભમ્મરીઓ કૂવો ૧૬૦
વધામણાં ૧૬૧
નિશ્વાસ ૧૬૨
સ્મરણ ૧૬૩
રમકડાની દુકાન ૧૬૫

| | | | |
|---|---|---|---|
| રમકડાની દુકાન | ૧૬૬ | આગનગાડી | ૧૭૦ |
| મગલ ગીત | ૧૬૭ | ધિનિક્રિટ | ૧૭૨ |
| વદન | ૧૬૮ | મેઘ-ધરાનો સંવાદ | ૧૭૩ |
| વિદાય ગીત | ૧૬૯ | અતીમ ગીત | ૧૭૫ |

## ચન્દ્રવદન મહેતાની કૃતિઓ

卐

**નાટકો**

આગગાડી

અખો અને બીજાં નાટકો

પ્રેમનુ મોતી અને બીજાં નાટકો

સીતા

શિખરિણી

ધરાગુર્જરી

નાગા બાવા

મૂગી સ્ત્રી

રમકડાની દુકાન

મતાકૂકડી

**કવિતા**

રતન

ચાદરણા

**નવલકથા**

ખમા બાપુ



# અર્પણ

• પૃથ્વી •

પ્રિયં—અહહ ! નામ એ ન ઉચરાય હાવાં પૂરૂં,
અને હૃદયમાં ભર્યું પૂરણ, ઓસરે ના જરી.
સ્મરે, બચપણે સુકંઠ થકી કલ્પનાભોમમાં
નદી ગિરિ વનો ઘટાકુસુમ ભવ્યવૈકુંઠ ને
અલૌકિક ઉઘાડનાર પરીલોક જાદૂભર્યો
તણી હતી તું એક સૃષ્ટિ રચનાર દેવી, પ્રિય—
ધરે સકળ શબ્દ રૂપ અહીં, બ્હેન ! એ ન્યાળવા
કર્યાં ન વિધિએ કદી શ્રમિત લોચનો તાહરાં !

પણે ઉભય મંદિરે પગથિયાં ચઢચાં ઊતયાં,
પવિત્ર તુજ અંગુલિ મધુર છાંટતી અંજલિ,
પઢું વડીલ હું છતાં ય તુજ શિષ્ય વ્હાલો બની.
નથી સમરવું વધુઃ સ્મરણ જે ઠર્યાં એ રૂઠી
દમે હૃદયને, રૂંધે અધિક આજ આ અર્પતા;
ધરું દુઃખદ, છો તૂટે ઉર પ્રિયવદા ! ઓ ઇલા !



# ઇલાને

પૃથ્વી

ઇલા ! ઘડીક થંભવી જીવન આ વહી જે જતું—
વનસ્પતિ તણી અહીં કુદરતે કટોરી કરી,
મહીં મધુર મ્હેકની સુરભિ જો અનેરી ભરી,—
અહીં સમીપમાં નચિંત થઈ આવ ને બેસ તું,
અને ઉચ્ચાર એક વાર મુજ લાડનુ નામ તું,
—ન થાય તુજ હક્ક એ અવરનો કદી યે જરી—
વળી સ્મરણભોમનાં સુમન સર્વ આ મઘરી;
—ગયું જીવન છો ગયું—જીવન ઝખીંએ આવતું.

અને તુજ તણો ગણી જીવનકાળ સંભાળજે !
ભવિષ્ય રચજે બની પ્રખર આતપે તું સુધા;
વળી સવિન શી હિમે; સુભગ હાસ્યચક્રે બધાં
દુઃખો નિત નિવારજે; તું મુજ ભાવિ ઉજાળજે.
મૂકી છ મુજ મસ્તકે મૃદુલ આ હથેળી, સદા
મૂકી ત્યમ જ તું હજી, ભગિની ! નિત્ય પંપાળજે.

# અંજલિ



તને સુમતિ! લે સ્મરૂં, જીવનલ્હાણુ બે માણતાં
બની અમર તું કહે; સુખદ સ્વપ્ન કેવાં ઘડી
સમુદ્રલહરી ગૂથી, નદીજલે મૂકી નાવડી
કયહીંકયહીં ભમ્યાં રમ્યાં અવનિભોમ હંકાવતા?
અનંત ભવપારની–ઊચરતાં નહિ તે છતાં
અનેક, ઉરથી સરી ઉર ભળી—ગૂંથી ગોઠડી
થતી હૃદયમાંહિ તપ્ત રણમાં શીળી છાંયડી
હવે અગનઝાળમાં ઘૃત સમાન, સંભારતાં.

તું તો ગઇ મૂકી મને જીવન ખેડવા એકલું
અહીં ઉજડમાં: હવે સમરવો રહ્યો સાથ એ.
હતું રતન રંકનું મુજ અમૂલ્ય જે એટલું
ગયુ; વિધિબળે જયહીં ગયું હશે ત્યહીં હું ભળી
જવા તુજ સમીપમાં ભગિની! અંજલિ આટલી
'ફળો જીવનહોંસ' એમ લવતો ધરૂ આ તને.





'રતન'નું આ અર્પણ અહીં અસ્થાને ન લાગતાં ઉમેર્યું છે તે વાચક દરગુજર કરશે



# દેવબાલ

• ઇન્દ્રવજ્ર

ઈલા ! કદી હોત હું દેવબાલ !
તારા ભરી આપત એક થાળ,
એના વડે ફૂકડીદાવ સાથે
બન્ને રમ્યાં હોત અહો નિરાતે.

ચાદો ફરંતો નભથી હું લાવી,
બ્હેનાં રમ્યાં હોત દડો બનાવી;
ને એ દડે હુ વીજરેખ બાંધું
એને ઉછાળી જળવ્યોમ સાંધું.

ને સાતરંગી ધનુવસ્ત્ર ચારુ
લાવી સજાવુ તુજ અગ ન્યારું;
ને શુભ્રકીર્તિ થઈ દિવ્ય પંથે
ઓહો ઊડ્યાં હોત જ દિગ્દિગન્તે.



# વરદાન

ઇન્દ્રવજ્રા

‘ઇલા અહીં જો કદી દેવ આવે,
ને સાથ જો બે વરદાન લાવે:
જાણે છ તો શું—વરદાન કેવું
હું એક માગુ પ્રભુ પાસ એવું?

દેવેન્દ્રના દારુણ વજ્ર જેવા
પૃથ્વી વિષે છે દુઃખરાશિ એવા;
એમાં કડાકા ભરપૂર લાધુ,
એને ફરતી વીજરેખ બાધું.

એ વજ્ર જેવાં વીજ ને કડાકા
સ્વર્ગે લઇ ફોડુ ત્યહીં ધડાકા;
વેરુ બધે એ દુઃખરાશિ દારૂ:
એવુ હું માગું વરદાન મારૂ’

‘હું તો, ક ની, ભાઇ ન એમ માગું,
એ દેવને તો નમી પાય લાગુ,
જે દિવ્ય સગીત ત્યહી ગવાય,
જેથી બધો રાસ વળી રચાય;

ટાળી સદાની દુઃખની ય ભ્રાંતિ,
દે નિત્ય આનંદ અનંત શાંતિ;
સંગીત એવું ઉર ઠારનારૂ,
યાચું હું તો એ વરદાન મારૂ.

પૃથ્વી તણી નિત્ય પ્રદક્ષિણાઓ
હું તો ફરૂ ને ગજવું દિશાઓ;
ગાયા કરૂ એ જ અનંત ગીત,
પૃથ્વી પછી થાય જ સ્વર્ગજીત.'

## દીવાળી

· ઇન્દ્રવજ્રા ·



'ઇલા, દીવાળી! દીવડા કરીશું;
તારા સર્યા વ્યોમ થકી અહીં શું?
કેવા ફટાકા અહીં આ ફૂટે છે!
આ કાનના તો પડદા તૂટે છે.'

'સુણ્યા નથી તેં વીજના કડાકા?
એ સ્વર્ગમાંના ફૂટતા ફટાકા!
ત્યાં વાદળીવાદળીઓ અફાળી
સૌ દેવબાલો ઊજવે દીવાળી.'

'તું બ્હેન જ્યારે કદી લે અબોલા,
ઝીલુ ન તારાં વચનો અમોલા;
મૂગા ફટાકા દિલમાંહી ફૂટે
ને એ સમે તો ઉરતંતુ તૂટે.'

# દીવાળી દીપજે

અનુષ્ટુપ

ભરેલા ભોમપાત્રે આ, વિશ્વના ભવ્ય આંગણે,
દૂધાળી વ્યોમગંગાની સહસ્ર દીવટે વણ્યો,

દિશાઓ પ્રોજ્જ્વલે એવો, વ્યોમમાં ઓગળે શિખા
અનંતે આભની પાળે, માંગલ્ય દીવડો રૂડો.

ઉષાના દિવ્ય રંગોથી છાંટીને રમ્ય છાંટણું,
ધનુષ્યે સ્વસ્તિકો પૂરી, બિછાવી જ્યોતિપાથ'ણું,

પ્રતિષ્ઠા ત્યાં કરું તારી, અર્પું હું અર્ઘ્ય-અંજલિ,
ઉજાળી માનવી હૈયા, દીવાળી દીપજે ભલી.

# દીપાવલી

• પૃથ્વી

અરે વરસ આંતરે અહીં ધરે છ, દીપાવલી!
અનત જડ દીપમાળ શીદ આ ભૂંડી ભોમમાં?
અહીં મનુજને ઉરે ભડભડે જુદી કોમમાં
સદા વિષજીભો સમી ભભૂકતી મશાલો બળી
બળી જીવન સીઝતી, નયનમાં બળે રે વળી
અખંડ ઈરખા તણી વિષમ જ્વાળ; એ હોમમાં
વહે અગનધાર; ને ફગવતી હજી વ્યોમમાં
શિખા તણી ઊંચે વિશાળ વિકરાળ ધૂમ્રાવલી?

તને પ્રગટવું, ભલે પ્રગટ; મા ધરી દીવડા
સુકોમળ સરૂપના—વિહિન શક્તિના જીવડા,
ખરે ફકત એક વર્ષ પ્રગટી રહે તું બની
પ્રચંડ રૂપની મહાનલ સરૂપના આગની
વિરાટ નવશક્તિ, ભસ્મ કર પાપ જ્વાલા ભૂંડી
પછી અહીં પધારજે બનીઠની રૂડી દીવડી.

## દીવાળી : ૧

• પૃથ્વી •

અમે મગતરાં અહીં,—મરણ તુલ્ય આ જીવવું,
ત્યહીં શરમને ત્યજી, કજળતી જતી નિર્બળી
ભલી ફરી ફરી અહીં વરસઅંત દીપાવલી!
પધાર છ; કહે હજી, અધિક છે રહ્યું ચૂસવું?

વિનાશકર રક્તમંગળ પ્રમત્ત જ્વાળાબળે
ભરી કઇ ઘડી કહે, અહીં પધારશે દેવડી!
સુમંગલ ગણુ—કણે કણ પ્રચંડ દાવાનળે
મહા ભીષણ ચંડી રૂપ પ્રગટાવશે, તે ઘડી.

છુટે ધરમચૂડ ને કિરતકોટડાં કોટિધા
ભયંકર રચ્યા અહીં, કઈક કાળથી માનુષે,
ત્રુટે કડડ દુષ્ટ પ્રાણ હરનાર રૂઢિપ્રથા
બળે ભડડ આગ જ્વાળ સહુ સહરે ચોદિશે.

વિરાટ રૂપ વાહ્નિનુ પ્રગટે થાય એવું અહીં
મને થવું ગમે ત્યહી, ભસમ ભવ્ય જ્વાલામહીં.

# દીવાળી : ૨

'તું યે ગજબ છુ—અહીં ભરતભોમમાં આજ તો
અનંત જીવલેણ જો ભડભડાટ હોળી બળે,
પ્રજાજન નહી અહીં દિવસ પેટપૂરૂં જમે,
ને તેમ જનની જુથો નિજની લાજ ઢાંકી ફરે,
બધા ય મુખડે સદૈવ ખડકાય ચિંતા ચિતા—
બનીઠની તું નીકળી કનક કુંડળો, કંકણો
સજી ભભકભેર વસ્ત્ર ભભુકે ભુડી આગશા !
તને નિરખવી ગમે ઉલટભેર દીપાવલી ?'

'બળ્યુ બળતરા થકી જીવન બાળતો એકલો
સદાય બળિયેલ તું, કવિદિલે જળાવી ચિતા
ભલે મન વિમાસણા મહીં સદા રહે ધૂંધતો;—
અરે વરસના બધા દિવસ આંહિ હોળી બળે
હુતાશન જળે ઉરેઉર વળી અધિકો અહીં
પછી ફકત એક દી' ઊજવું હું ન દીપાવલી ?'



# સાતતાળી

ઈન્દ્રવજ્રા

'આવો, બધા બાળક આંહીં આવો,
છે આજ છુટ્ટી રમતો જમાવો;
ચાલો રમાડું અહીં સાતતાળી.'
એ વૃદ્ધ બોલ્યો નિજ ડોક વાળી.

'આપું છ પ્હેલી તુજને હું તાળી:
બેટા સ્મરે છે, તુજ જેવી કાલી
વાણી હું યે એક સમે વદ્યો'તો,
માતા તણી ગોદ મહીં લપ્યો'તો.

ને બાપુ! લે આ તું બીજી ય તાળી,
એ જિંદગી યે હતી કૈં નિરાળી;
તોફાન મસ્તી—સુખી બાલ્યકાળ;
વીતી ગયાં સૌ પળમાં નિહાળ!

ત્રીજી તને આપું વળી હું તાળી,
નિર્દોષ આ જીવનકેરી પાળી;
હૈયા મહીં હોસ કંઈ ભરી'તી,
આશા ધરી રંગ મને વરી'તી.

લે ભાઈ! તાળી વળી એક ચોથી,
એમાં પઢ્યો'તો રૂડી સ્નેહપોથી;
ગૂંથાઇ'તી ચોગમ મોહજાળ,
વીતી ગયો એ ય વસંતકાળ.

લે પાંચમી આઃ ઘટમાળમાં હું
એવો પડ્યો જે હરખ્યો પિતા હું;
જીવ્યુ ન જીવ્યુ બધું યે સ્મરે છે,
કૈંકૈં પ્રસંગો નજરે તરે છે.

દેતાં તને આ વળી છઠ્ઠી તાળી,
બેટા દ્રવે છે મુજ હૈયું ખાલી;
સંસારચક્રે અટવાઈ જોયુ
કે હાય આ જીવન એમ ખોયુ.'

ને સાતમી તાળી ન દૈ શક્યો એ!
આંખો મીંચાણી, ઢગ થૈ પડ્યો એ;
એણે સુણી'તી નક્કી અંત-તાળી,
કાળે બજાવી દીધ સાતતાળી.



# વનદેવી

ઈન્દ્રવજ્રા

આમ'વ ! ઈલા ! કહું એક વાત,
જોને ખીલ્યાં છે ફૂલ જાતજાત;
લે ચાલ, આજે રમીએ સવારે,
આ પુષ્પનો તું શણગાર ધારે

મોટા કહે છે રમુ સાથ તારી,
વિદ્યા બધી યે બળી જાય મારી,
વિદ્યા બધી તે બળતી હશે શું ?
ને જો બળે તો ય વળી થશે શુ ?

જાણે છ લાગે ફૂલમાં તું કેવી ?
ના હોય જાણે વનની શું દેવી !
ને બ્હેન તું જો વનદેવી થાય,
કેવો સદા શીતળ વાયુ વાય !

મારી દગે જો કદી આંસુ ન્યાળે,
હેતાળ હાથે મુજને તું ઝાલે;
ખીલત કો પુષ્પની પાદડીમા,
ઢાળી મને તું હસવે ઘડીમા

આકાશથી કો મૃદુ રશ્મિ ચોરી,
હીંચોળવા સ્નેહપરાગ દોરી
ગૂંથી મને ફૂલઝૂલે ઝુલાવે,
ને શોકચિંતા જગનાં ભુલાવે.

મંકોરીને આ જળના તરંગ,
એનું કરી મિશ્રણ વાયુ સંગ,
રૂડાં રચી હાલરડાં અનંત,
ગાયા કરે નિત્ય જ મંદમંદ.

ને હર્ષઘેલો પળમાં હું થાઉં,
નિદ્રાતણી ગોદ મહીં લપાઉં,
ત્યાં પોપચાંની થઇ રંગભૂમિ,
જાદુભર્યાં સ્વપ્ન રહે ઝઝૂમી.

ને ત્યાં બને સુંદર સ્વપ્નસૃષ્ટિ,
ન્યાળી હું પામું વળી જ્ઞાનદૃષ્ટિ,
ત્યાં દેવદેવી ઉરભાવ રેલી,
બ્રહ્માંડના ભેદ રહે ઉકેલી.

ને બ્હેન ! વિદ્યા બળી જાય મારી,
યાચું કૃપા તો વનદેવી ! તારીઃ
વિદ્યા સજીવત કરત સ્હેજે,
શોધી મને જીવનબુટ્ટી દેજે.



## હાલાં

• ઇન્દ્રવજ્રા

ઇલા ! હતી તું કની છેક નાની,
લોકો કહેતા તુજને જ શાણી;
ને બ્હેન વાણી ય વદંતી કાલી,
સૌને હતી તું વળી ખૂબ વ્હાલી.

ઊંઘાડવા હાલરડાં હું ગાતો,
એ ગીત ગાતાં કદી ના ધરાતો;
ત્યારે સ્ફુરતી ઉપમાવલિઓ,
આજે ન ઝીલે સ્મૃતિ-અંગુલિઓ.

'સોનાતણા પારણીએ તું પોઢે,
મોતીગૂંથી ચાદર બ્હેન ઓઢે,
હીરા જડ્યા હાસલીએ રમંતા,
માણેકના મોર વળી ફરતા

ને હીરદોરી—ને બ્હેન ગોરી,
ને એક વીરો—ને વીર હીરો;
પાતાલપાણી થકી હું નવાડું,
જાતે વખાણી ઝગલા શીવાડું'

સ્વપ્નાંભર્યો એ સુખી બાલ્યકાળ,
આંખો મિંચાતાં થતી સ્વપ્નમાળ;
એવાં હવે ના કદી સ્વપ્ન આવે,
ને સાથ મીઠી વળી ઊંઘ લાવે

ઓ બ્હેન ! આજે નહિ ઊંઘ આવે,
તું ગાય હાલાં મુજ માટ ભાવે;
જો, ગાઢ નિદ્રામહીં વિશ્વ લાગે,
એમા અહીં આ તુજ આંખ જાગે.

ના પારણું કે કંઈ હાલલીઓ,
આજે ન માગું ઉપમાવલીઓ,
મારે કપાળે તુજ હાથ માંડ,
ને 'ભાઈ' બોલી મુજને ઊંઘાડ.



# ઓળખ

• ઇન્દ્રવજ્રા

કેવો મજેનો સુખી બાલ્યકાળ!
આ મસ્તી, તોફાન, જવું નિશાળ;
ઇલા! થશે શું અતિ દિવ્ય એવું
નિર્દોષ આ જીવન સ્વપ્ન જેવું?

આ કેશ કાળા સહુ શ્વેત થાય,
ને આંખ આ જો કદી ઝંખવાય,
આ નેત્ર તારાં—સુરસોમધારા—
શી રીત જાણીશ પછી હું તારાં?

ને ચન્દ્ર તારા સહુ લે વિસામા,
ને દિગ્ગજો ધૂળ ભરે દિશામાં,
આ હાથ તારો પથ દોરનારો,
શી રીત જાણીશ નકી જ તારો?

તારું કદી જો ક ની મૃત્યુ થાય,
આનંદ આ જીવનનો ય જાય;

આ આંખ ને હાથ કદી ભુલાય,
તો યે કદી તું સ્મૃતિથી ભૂંસાય ?

હૈયા મહીં મૌન નિગૂઢ વ્યાપે,
ને એ મને જીવતદાન આપે;
એકાદ સારૂ વળી આસુ છાનું,
એથી જ જીવત તને હુ માનું.



## સ્વાર્થી

ઇન્દ્રવજ્રા

જેવો તપે સૂર્ય જ તે ઘડીથી
મેં ભોગવેલાં સુખસ્વપ્ન ચારુ,
વીણી બધા એ ગણુતો ફરીથી,
ત્યારે ઈશ્વા ! હુ તુજને વિસારૂ

સધ્યાતણા નિર્મળ દિવ્યરગી
રક્તાંબરે નિત્ય બધાં ચ બાધુ;
ને એ મૂકી મસ્તક હું તરગી
સૂતા નિરાંતે ભર નીંદ લાધું.

રે નીંદમા એક જ મૂર્તિ આવે,
આવી રમે, ને મુજ માટ એક
એ દિવ્ય ને સુદર સ્વપ્ન લાવે;
એની પ્રભાતે ન મળે જ રેખ !

ના ના પ્રભાતે કઈ રેખ ભાળુ
ત્યારે તને જીવન માંહીં ધારૂ.



# અભિલાષ

ઇન્દ્રવજ્રા

'આજે ઇલા ! છું ક ની સ્હેજ નાનો,
બાકી ઊભો આંહીં રહું જ શાનો ?
આકાશપાતાળ કરું હું એક,
ખૂંદી વળું સર્વ દિશા અનેક.

ને સાત જો સાગર હોય સામે,
તે યે કૂદી જાઉં જ એક વામે;
ને દૈત્યને તો ક ની ભોંય હેઠું
એવું પછાડું—નહિ થાય બેઠું.

ધારું ક ની તો રવિને નસાડું,
ને પૂર્વથી પશ્ચિમમાં ઉગાડું;
ને ચાંદલો ? હેં, શિદ ભાર એના,
જ્યાં સૂર્ય શા સેવક હોય જેના !'

'ખાલી ન એવી તું બડાશ હાંક,
આ સ્હેજમાં લાગી રહે છ થાક.'

'હો હો, ઇલા! તું ન શરીર દેખ,
સત્તાભર્યો છે મુજ આત્મ એક.

આત્મા થતા નિર્મળ ને નિયત્રી,
એની થશે એક જ વિશ્વતંત્રી;
સગીત ત્યાં તો પછી દિવ્ય ન્યારુ
ગુંજી રહેશે જગ ઠારનારુ.

બ્રહ્માડના ભેદ બધા ય ખોલી
બ્હેનાં! બતાવીશ સભા અમોલી;
જોજે, પછી તો કની ન્હાડ તોડું,
ને હુ તને તો લઈ બાથ દોડુ.'



## ઈન્દુ

• અનુષ્ટુપ–વસંતતિલકા •

અંધારે જ્યોતિરેખા શી લસે છે વ્યોમદીપિકા,
ડૂમો ચડેલ હૈયાની એવી એ પન્થદર્શિકા.

જ્યારે મળું દૃગમહીં તુજને ભરૂં હું,
સંસારનાં સુખ ભૂલી તુજને સ્મરૂં હું,
ગૂંથી વળો ઉર થકી ઉર, તે બિછાવું,
વાત્સલ્યમૂર્તિ પ્રભુને ચરણે ધરાવું.

ઉછાળે જૂજવા ભાવો તાહરાં દૃષ્ટિસ્પર્શન,
અને મેં ત્યાહરે કીધાં સ્નેહમા બ્રહ્મદર્શન.

માન્યું હતું જગત તો જડ છેક છે આ,
આત્મા તણું જીવન શું કંઈ સામ્ય છે ના;
તારા વડે પ્રથમ મેં પ્રભુતા પ્રમાણી,
આ વિશ્વને જીવનની ગૂઢ ગ્રંથિ જાણી.

ઉકેલે મૃદુ બોલોથી હૈયાની ગડીઓ ફૂળી,
ઉજાળે કંઈ આત્માની દિશાઓ સર્વ ધૂંધળી.

કાર્યો કરૂ પ્રથમ સૌ બહુ હેતભાવે,
બ્હેની હસતી શકુનો લઈ સામી આવે;
અંગુલિ કુંકુમભીની કરીને કપાળે
ચાંલ્લો કરી ઉમળકે શુભ ભાગ્ય બોલે.

ભાઈ ને ભગિની સાચાં ઉરતત્રી જગાડજો,
પ્રેરણા પાઈને પીને સ્નેહમંત્રો ગજાવજો.

ચિંતા ભૂંડી ધગધગે દિલમાંહીં જ્યારે,
વીણા લઈ રસભર્યાં ગીત ગાઈ ત્યારે,
બંધુ તણા જીવનમાં બનીને વિધાત્રી,
ઉદ્ધારવા ઉર વસી, નમું જ્ઞાનદાત્રી.

સંસારસાગરે વ્હેતું કિસ્મતના ખડકે ચઢ્યું,
બોધમંત્રે બચાવી લે બંધુનું ઉરહોડલું

ॐ

જગમાં બંધુઓ જ્યાં જ્યાં, અંધારાં જીવને જહીં,
પુણ્યવંતી ભગિની શા ઇન્દુ ત્યાં પ્રગટો સહી.





# એકમ

· ઉપજાતિ ·

'ઇલા ! ઊઠી જા, શરણાઈ વાગે;
ઘોરે છ શાની ? નવયુગ આજે;
ઉદ્યાનમાં જો તરુ સાથ ઘેરુ
કેવું રમે બાલ્ય પરોઢ કેરું !'

'જોને જગાડી અમથી મને ક્યાં ?
આવ્યુ હતું સ્વપ્ન મને, અને ત્યાં
તેં અત ભાગે જ મને જગાડી,
બાજી મજેની અમથી બગાડી !

મારું અધૂરું સપનુ રહ્યું એ,
જાણી શકી ના પછી શું થયુ એ;
એ સ્વપ્ન આજે મનમાં રમે છે,
એ સ્વપ્ન જેવું જીવવું ગમે છે.'

'રાત્રે સૂતી વેળ કહ્યું'તું શાને
જે વ્હેલુ જાગે જગવે બીજાને ?'

'જોયું છ ભાઈ મુખ પ્હેલુ તારું,
કેવો વીતે છે દિન આજ વારુ!'

'જો ચાલ બાએ ઘરબ્હાર આજે
પૂર્યા કળોઠી થકી સાથીઆ જે,
ત્યા પૂરીએ શોભિત રગ સાથે,
ને ત્યાં જ વાતો કરીએ નિરાંતે.'

'હા, હા, ઊગે નિર્મળ જો પરોઢ,
હૈયે ઊગે એમ અનેક કોડ;
ને ભાઈ મારાં અભિનદનો લે,
આવે ન એકે કંઈ એની તોલે.

આ જો ઉષાનાં મૃદુ હાસ્ય ચારુ,
ને વાંછુ એવું શુભ ભાગ્ય તારું,
આવું ઊગો જીવનનુ પ્રભાત!
ને ભાઈ! હાવા સુણુ સ્વપ્નવાતઃ

ઓ ભાઈ, જાણે ફરવા જતાં'તાં,
પૃથ્વીતણી પાળ પરે ઊભાં'તા;
જોયા વળી સાગર સાત ત્યાં મેં,
ઓળંગવાને ફૂલસેતુ સામે.

ત્યાં એક આવ્યો ઊડી દેવદૂત,
પાખો રૂપાળી વળી તેજયુક્ત,
એ પાંખમાં આપણુને ધરી એ
ઊડ્યો શું વેગે! વધુ વાયુથી યે.

સ્વપ્નાંભર્યો એક વિશાળ દેશ,
એમાં થયો આપણનો પ્રવેશ;
એકેક સ્વપ્નું બની એક સૃષ્ટિ,
જે ન્યાળતાં ઝાંખી જ થાય દૃષ્ટિ.

ઓ ભાઈ, એ તો હતી દિવ્ય સૃષ્ટિ,
પીયૂષની તો ત્યહીં થાય વૃષ્ટિ;
એની ફરે ફૂદડી સોળ ચાંદા,
ન્હોતા ત્યહીં એક જ સૂર્યદાદા.

બેચાર ઊંચા હિમશૃંગ સાધી,
પુષ્પો ગૂંથી મંડપ ભવ્ય બાંધી,
એમાં બિછાવ્યાં રૂડી વાદળીના,
જાણે બિછાનાં હિમગાદલીના!

પૃથ્વીતણા સૌરભની વિશાળ
જાણે ગૂંથી હોય ન મ્હેકજાળ;
ત્યાં ભાઈલા! તું પડખે ઊભો'તો,
ગૂઢાર્થ એનો સમજાવતો'તો.

મ્હેકે ત્યહીં પુષ્પની મંજરીઓ,
'ને ત્યાં હવામાં ઊડતી પરીઓ;
એવા પરીલોક મહીં રમ્યાં બે,
ને દૂત શું જોજન કૈં ઘૂમ્યાં બે.

લાધ્યાં હશે આજ સુધી અનેક,
તે સ્વપ્ન મેં ત્યાંહીં દીઠાં દરેક;

ત્યાં રંગના તો ફૂટતા ફુવારા,
ને તે ફુવારે વળી સાત ધારા.

એ સાત ધારા મહીં સાત રંગ,
ને સાતના થાય અનન્ત રંગ;
એ રંગકૂંડે નિજ અંગ બોળે,
ને સર્વ ઊડે જગમાંહીં ટોળે.

ત્યાં સ્વપ્ન સર્વે ઊજવે ઉજાણી,
ને એક આવે બની શોકરાણી;
ને કોક સ્વપ્નું સજી સર્વ સાજ,
ના હોય જાણે બન્યું હર્ષરાજ!

સન્ધ્યાતણા હોઠ બીડેલ ત્યાંથી
લાલાશ લાવ્યાં નક્કી હોઠમાંથી;
ને અંગના સૌ શણગાર કાજ
લૂટયો હતો નક્કી વસંતરાજ.

એ રાજરાણી શણગારવા’તાં,
તે વિશ્વ આખું ય ઘૂમી વળ્યા’તા;
એ માટ બે ગોળમટોળ મોતી
લેવા ક ની સાગરછીપ ગોતી.

ને રત્નભંડાર ત્રિલોકના યે
શોધી વળ્યા તો ય મળ્યા ન કયાં યે;
પૃથ્વી ફરંતા કદી એક વેળા
કો દેવદૂતે નિરખ્યાં ઊભેલાં.

ન્યાળી ઊભો આપણ નેત્રવારિ,
થંભી હશે કો પળ દિવ્ય ન્યારી;
હૈયાતણું હેત ઠરેલ જ્યારે,
ઓગાળતાં નિર્મળ નેત્ર ત્યારે.

એ દેવદૂતે જળ એ ગ્રહ્યાં'તાં,
એ અશ્રુ વીણી અહીં સાચવ્યાં'તાં;
એ અશ્રુના તો મૃદુ અંગુલિથી,
મોતી સમા ઘાટ ઘડી કળીથી,

રશ્મિગૂંથી છાબમહીં ભરીને,
ને પુષ્પની પાવડીઓ ધરીને,
એ અશ્રુમોતી તહીં દૂત લાવ્યો,
એને બધાએ હરખી વધાવ્યો.

એ રાજવીને મુકુટે મઢેલું
તારું નિહાળ્યું તહીં આંસુ પેલું;
ને શોકરાણી તણી કંઠમાળા,
એમાં ગૂંથેલા ચળકે નિરાળાં.

ને કોક સ્વપ્નું શિવરૂપ ધારે,
ને વ્યોમગંગા નભથી ઉતારે,
તારાતણી વૃષ્ટિ શિરે ઝીલી લે,
ને એમ ખેલો સહુ રમ્ય ખેલે.

જે બાળવાર્તા સહુ સાંભળી'તી,
એ સર્વ દૃષ્ટિશું છતી થતી'તી,

કો સ્વપ્ન પ્રલ્હાદ બની ઉમંગે,
લેતો વળી બાથ સુવર્ણસ્થંભે.

ને કોઇ સેવે ધ્રુવની તપસ્યા,
શ્રદ્ધા તણી ત્યાં ઉકલે સમસ્યા,
ને એમ ન્યાળી ઈતિહાસસૃષ્ટિ,
ભાળી હું પામી જ ભવિષ્યદૃષ્ટિ.

શાળા રચીને કંઈ ખેલ ખેલે,
તારાક્ષરી વ્યોમતણી ઉકેલે;
ને રશ્મિમાંથી કંઈ રંગ ચોરે,
ને વ્યોમમાં મેઘધનુષ્ય દોરે

ને હર્ષરાજા વળી શોકરાણી
ઉચ્ચાસનેથી દઈ આણવાણી
સૌ સ્વપ્નને ત્યાં ગરબે ઘુમાવે,
સંગીતની દિવ્ય ધૂની જમાવે.

આકાશમાં એક ઊડત ટોળી,
તેણે કરી વાદળીની જ ઝોળી;
તારાતણાં કૈં ઝૂમખાં ભરીને,
ને એ નિચોવ્યાં ગરણી કરીને

ને દિવ્ય ઝારી લઇ અન્ય આવ્યા,
વિષ્ણુ કનેથી કદી હોય લાવ્યા;
તારારસે એ ભરી દિવ્ય ઝારી,
ને એમ ઢોળ્યુ અભિષેક-વારિ.

ને અમરંગી મણિમૂર્તિ જેવી,
ઊભી હતી દૂર જ સ્વપ્નદેવી;
આવ્યા ઊડતા જળસીકરો શા,
ચાલે સરતા જળઝાલરો શા.

એ સ્વપ્નદેવી સજી વસ્ત્ર ભૂરૂ,
આવી સમીપે ઉચર્યાં મધુરૂઃ
“એ સ્વપ્ન તો છેક ની સર્વ શૂરાં,
તોફાનમાં યે ન જરી અધૂરાં.

પૃથ્વી મહીં બાળક કાજ જાય,
ફેરી ફરંતા મુજ દૂતરાય,
‘સ્વપ્ના લીઓ કો’સપને રમાડે,
ને બાળકોને અરધાં જ ાડે.

જ્યાં બાળકો નિર્મળ નિંદ ઝોપે,
ત્યા આખકયારી મહીં સ્વપ્ન રોપે;
ને ત્યા જ સ્હેજે કવિતા ઉગાડે,
રૂડાં મધુરાં ફળ શા ચખાડે !

ને ચાખતા એ ઉર સર્વ રાચે,
તે બાળકો યે થઇ કાવ્ય નાચે,
નિદ્રાતણી એમ દિવાલ ભેદી,
સૌને કરે દૂત જ સ્વપ્નકેદી.

ને એ જ દૂતો ફરી પૃથ્વીલોક
તોળે સદા માનવ હર્ષશોક,

ને હોય જ્યાં શોક કંઈ વધારે,
એ ભાર લાવી અહીંઆ ઉતારે.

પૃથ્વી તણાં બાળક પુણ્યશાળી,
ત્રૂટી જતાં માનવદેહજાળી;
આવી વસાવે અહીં સ્વપ્નસૃષ્ટિ,
ને સર્વ પામે વળી દિવ્ય દૃષ્ટિ

આશા તણું આહી વિશાળ વ્યોમ,
ને કલ્પનાની ફળદ્રુપ ભોમ;
હૈયે ભરેલા સહુ હેત જેમા,
એ તો અહીં મ્હેલ રચેલ એમા.

જે સ્વપ્ન લાધ્યાં મરુભોમમા યે,
તે સર્વ જાણો મુજ દેશના એ,
તે સર્વ સ્વપ્ના નિજ શીર્ષ નામી,
આવી સદા યે ભરશે સલામી.

ને સ્વર્ગથી યે અતિ દિવ્ય ન્યારૂ,
આ છે અમોલુ સ્થળ તો અમારૂ;
પૃથ્વી ત્યજી આહી ભલે પધારો,
આ દિવ્યતામા ય થશે વધારો "

ત્યા સ્વપ્નભડાર ભર્યો વિશાળ,
ને પારદર્શી ચળકે દિવાલ;
જે બાળકોના મૃદુ હાસ્ય ચારુ,
એથી ગૂંથી હોય જ એમ ધારૂ.

ને સ્વપ્નદેવી સહ ત્યાંહી આવ્યા,
ને દૂત બે સૌરભથાળ લાવ્યા;
એ સૌરભે આપણને નવાડી,
સુવર્ણનાં દ્વાર રહ્યા ઉઘાડી.

તારાકણી કુંકુમમાં પલાળી,
ચોડી કપાળે મૃદુ હાસ્ય ઢાળી;
ને સ્વપ્નદેવી પછી બોલ બોલ્યાં:
"આ સ્વપ્નભડાર વિશાળ ખોલ્યા.

એમાં થકી સ્વપ્ન ગ્રહો ગમે તે,
ને હૈયુ મારું ઊભરાય હેતે;
પૃથ્વી વિષે અતરશાંતિ થાય,
ને એ વડે બે રમજો સદાય."

એ સ્વપ્નભડાર ખૂંદી વળ્યાં બે,
ને સ્વપ્ન તો ના સરખાં મળ્યાં બે;
હું તો ક ની ભાઈ થઇ નિરાશ,
પાછાં ગયાં આપણુ દેવી પાસ.

"હું દિવ્ય નિદ્રા જ અનંત સેવું,
ને સ્વપ્ન એમાં વળી ભવ્ય એવું
આપો જ જેને નવ આદિ અત,
ને વિશ્વ જેમા રમતાં અનંત."

બોલ્યાં હસી હાસ્ય "તથાસ્તુ" દેવી,
પામ્યાં મજેની ત્યહીં લ્હાણ એવી;

ભડાર શોધી પછી દૂત આવ્યો,
માગ્યુ હતું સ્વપ્ન ન એવું લાવ્યો.

દેવી પછી ચાંદરણા ગળાવી,
બે રૌપ્ય સ્વપ્ના પળમાં બનાવી,
તે રોપવા આ હૃદયો ઉઘાડે,
તું સ્વપ્ન એવુ જગવી ઉઠાડે.

ને સ્વપ્ન મારુ અધૂરુ રહ્યુ એ,
જાણી શકી ના પછી શુ થયુ એ;
એ સ્વપ્ન આજે મનમાં રમે છે,
એ સ્વપ્ન જેવું જીવવું ગમે છે'

'આવ્યું હતું સ્વપ્ન મને ય એવું,
અંતે થયુ શુ નથી આજ કહેવું,
સૂર્યે કર્યું ભાળ સુવર્ણધામ,
ને ન્હાઈને બે કરીએ પ્રણામ.'

સ્વપ્ના મને આંહી અનેક આવે,
ને દિવ્ય સંદેશ બધાં ય લાવે;
ને તું જીવે સ્વપ્ન અનત ત્યાં ય,
ત્યાંથી તું આવે કદી સ્વપ્નમાંહ્ય.

એવા જ પાછા નવયુગ આવે,
ને સાથ તારી સ્મૃતિછોળ લાવે;
ઈલા ! હવે કો નવ હોડ માંડે,
સ્વપ્નાં વિખેરી નહિ કો જગાડે.



# કલ્યાણ

ઇન્દ્રવજ્રા

ઇલા ! સ્મરે છે અહીં એક વેળા,
આ ચોતરે આપણ બે રમેલા,
દાદાજી વાતો કરતા નિરાતે,
વ્હેલા જમીને અહીં રોજ રાતે.

કૈં વર્ષ પ્હેલાં અહીં યુદ્ધ જામ્યાં,
ને વીર કૈં અક્ષય કીર્તિ પામ્યા;
આ ગામનો એક હીરો હણાયો,
કલ્યાણ-ચોરો અહીં આ ચણાયો.

કલ્યાણ નામે અહીંનો સિપાઈ,
જે યુદ્ધમાં એક ગયો હણાઈ;
કેવી હતી અંતર દેશદાઝ,
એનો કહુ હું ઇતિહાસ આજ.

એ ટેક ને શૌર્ય તણો જમાનો,
સાંખી શકે વીર ન એક ટાણો;
ના યોગ કે કાળ કંઈ વિચારે,
ને પાર ધાર્યું મનનુ ઉતારે.

ખૂણેખૂણે યુદ્ધનિશાન વાગે,
કુટુંબનો એક સપૂત માગે;
ને એમ અર્પે સહુ સર્વ શક્તિ,
એવી હતી ઉત્તમ દેશભક્તિ.

કલ્યાણુને કેવળ વૃદ્ધ માત,
હૈયે હતી એક વિયોગવાત;
કલ્યાણુ તો એકલ આશ જેની,
ચિંતા ધરે એ દિનરાત તેની.

'બચ્ચા ઊઠો !' એમ સિપાઇ-માતા
બોલી ય ડંકા રણુના સુણુાતાં;
'ને ભાઇ ! યુદ્ધે મુજની તું ચિંતા
સ્હેજે ન, તારે શિર છે નિયંતા.

બેટા ઉમંગે રણુમાં સિધાવો,
સિપાઇ-માતા-કુખ આ દીપાવો;
દાદા તણો યે રણુમાંહી સાખો,
જીતી મરી વા કુળલાજ રાખો.

તારા પિતાએ કઇ યુદ્ધ ખેલ્યાં,
ને હાય એણે તહીં પ્રાણુ મેલ્યા;
આશિષ દેતાં તુજ તાત જોતો
તું તો હજી આગણુ ખેલતો'તો.

છે ફર્જ ભાઈ! કરવી અદા એ,
ને ધ્યાન માનુ ધરજે સદા યે,

જો સ્હાય માતા, દિન આજ સારો
તો વાળ વાંકો ય ન થાય તારો.

ને રંક માતા તુજ રંક વેશ,
તું રંક એથી નહિ રંક દેશ,
શું રંક એથી તુજ દેશભાવી?
શોભાવ બેટા! પળ ધન્ય આવી

સાચો સિપાઈ નહિ શક્તિ ઓદ્ધો
જુએ, ઘૂમે એ થઇ વીર જોદ્ધો;
જે મર્દબચ્ચો, રણમાં ડગે ના,
પાછો હઠે કે ભયને ગણે ના.

જ્યારે વળી યુદ્ધવિરામ થાશે,
ચૌટે છચોકે ગરબા ગવાશેઃ
એ હોંશ હૈયે ધરી હું ય જીવું,
આજીવિકા માટ જ વસ્ત્ર સીવું.

ને કીર્તિ તારી જગમાં ગવાશે,
એ કીર્તિપ્રેમી કંઈ વીર થાશે,
આદર્શ તારો વળી ભાવિ વાત,
એથી વધારે શી મને નિરાંત?

બેટા, ઊઠો! દેશ સપૂત માગે,
ચૌટે બધે ચોક નિશાન વાગે;
ના ધર્મમાં ઢીલ જરા કરાય,
શું દેશદ્રોહી મુજ પુત્ર થાય?'

કલ્યાણહૈયે હતી દેશદાઝ,
વ્હાલી હતી એ થકી કુળલાજ;
માતાતણાં વેણ સુણી ઊઠયો એ:
ને કુળદેવી સ્મરીને નમ્યો એ:

'આ પુણ્યશાળી મુજ માતૃભોમ,
એ દાઝ જાગો મુજ રોમરોમ,
હા દેશ મારો, મુજ દેશભક્તિ,
એ દેશ સાટે મુજ સર્વ શક્તિ.'

કલ્યાણ માથે શિરપેચ બાંધે,
ને વૃદ્ધ માતા તલવાર બાંધે,
વેર્યો પછી ત્યાંહી શકુનથાળ,
બાથે લપેટ્યો નિજ એક બાળ.

ને ગ્રામનાકે તહીં પુત્ર માતા
આવી ઊભાં, જ્યાં જયગીત ગાતા
કૈં વીર જેનું રણશૂર ખૂન,
સ્વાતંત્ર્યની કેવળ એક ધૂન

ક્ષ

સૌ યુદ્ધ અંતે પુરપાટ હાંકે,
ને વૃદ્ધ માતા ગઈ ગ્રામનાકે,
ત્યાં વૃદ્ધ માતા નિજ પુત્ર ધારી,
'કલ્યાણ! કલ્યાણ!' વદે વિચારી.

ને—ને અહો યુદ્ધ જીતી પધારે!
સૌ ગ્રામહૈયાં ઊભરાય ત્યારે:

એ હર્ષઘેલાં સહુ લોક દોડે,
વ્હાલાંતણાં નામ જપાય મોઢે.

ત્યાં સૈન્યને નાયક બોલ બોલ્યો,
એણે જ પ્હેલો જયભેદ ખોલ્યોઃ
'કલ્યાણ હીરો રણમાં હણાયો,
પ્હેલો ધર્યો એ જય તો ગણાયો.'

કલ્યાણ-માતા હતી હર્ષઘેલી,
એણે સુણી'તી જય-વાત પ્હેલી;
એ હર્ષ ને શોક અપાર ટાળ્યો,
કલ્યાણ-પંથે નિજ પથ વાળ્યો.

કલ્યાણ તો અક્ષય કીર્તિ પામ્યો,
ને આત્મ એનો સ્વરગે વિરામ્યો;
કલ્યાણ-ચોરો અહીં આ ચણાયો,
ને આત્મ એનો સહુમાં વણાયો.

આવે ફરી યુદ્ધપ્રસંગ જ્યારે.
સૌ વીર એની અહ ભસ્મ ધારે;
ને ભસ્મ ધારી રણમાં પધારે,
કલ્યાણ-કીર્તિ હજી યે વધારે.*

* આ જ કાવ્યવસ્તુ પર 'કલ્યાણ' નામની ગીતનાટિકા પણ રચી છે, તે 'પ્રેમનું મોતી અને બીજા નાટકો'માં જોવી

# ખેતી

ઇન્દ્રવજ્રા

‘ઇલા! કદી હોય સદા રજા જો,
મૂકું ન આ ખેતરની મજા તો;
જો સ્વર્ગથી આંહી સર્યું સુવર્ણું,
એથી થયાં શોભિત ઘાસ પર્ણું.

આવે મજેને કુમળે પ્રભાત,
વ્હેલા જવું ખેતરમાંહી સાથ,
ને ન્યાળવા નિર્મળ દિવ્ય રંગ;
હૈયા મહીં માય નહિ ઉમંગ.

જો ખેતરો ડાંગર શેલડીનાં,
વેલા વીંટેલા ફૂલવેલડીના,
એમાં ઢળે આ મૃદુ તેજધાર,
શોભા અહીં ખેતરની અપાર.

હું તો કરું બ્હેન સદા ય ખેતી,
કાને ધરું ના જરી લોકકે’તી,
વાવી લણું તો ધનધાન્ય સ્હેલ,
જો ને પછી થાઉં ધનો પટેલ.’

'હો હો, તું જો થાય કની પટેલ,
તો એક રૂડી નકી માગું વ્હેલ;
ને શેલડી ડાંગર જો ઉગાડે,
તો હું ય વાવું વળી તે જ દા'ડે

ને શેલડીનો રસ પીલી કાઢું,
ને હું જ પ્હેલાં મુજ કો'લું માંડું;
ને ગોળ મીઠો જરીમા બનાવું,
એ સાથ ધાણા ઘર વ્હેંચડાવું

એ છોડ હું ડાંગરના ઉગાડું,
ને એ લણી ભાત પછી ય ખાંડું;
ને રોજ વ્હેલા ઊગતે પ્રભાત,
તારે કપાળે વળી ચોડું ભાત

ને સૂર્ય શા ભાવિ ઉજાળનારાં
ઓવારણાં રોજ લઉં હું તારાં;
ને રોજ હું તો ઊજવું ઉજાણી,
એથી વધારે—નહિ ભાઈ જાણી'



## જન્મોત્રી

ઈન્દ્રવજ્રા

આજે મને એક થઈ છ હોશ,
તે ભાઇ તારો નકી જોઉં જોષ;
જન્મોત્રી તારી અહીં લાવ વારુ,
એમાં ગણીને કહુ ભાવિ તારું.

સૌથી વધારે ગ્રહ જે સતાવે,
તોફાન મસ્તી દશમો મચાવે:
નિત્યે તને એ પજવી હસાવે,
જાણે પનોતી તુજને નચાવે.

એથી મને જો કંઈ દાન થાય,
તો નક્કી આજે ગ્રહશાંતિ થાય;
બાકી બધો છે ગ્રહયોગ સારો,
ને સૂચવે એ ચઢતો સિતારો

ને જો અહીં આ શુભ શુક્ર જાતે
લગ્ને પડ્યો, તે સુખ સર્વ વાતે;
તે સર્વ કાર્યે ફલસિદ્ધિ આપે,
ને દેશદેશાવર કીર્તિ વ્યાપે.

ને સૂર્ય તો સન્મતિ અર્પનાર,
છે ઉચ્ચ તે આયુ વધારનાર;
વિદ્યાતણો યોગ ગુરુ અપાવે,
એકાદ નક્કી કવિતા લખાવે.

બેઠો અહીં આ બુધ રાજ્યદ્વારે,
તે ભાઇની કાંતિ વળી વધારે;
ને કેન્દ્રસ્થાને વળી સાથ બીજો,
છે કર્કચન્દ્ર સ્વગૃહી બની જો.

ને શત્રુસ્થાને શનિદેવ બેઠા,
નાખે બધા યે સહુ શત્રુ હેઠા;
ને રાહુ કેતુ અહીં કુડચક્રે
એવા પડ્યા કે ન કદી ય વક્રે.

છેલ્લુ હું જોઉં તુજ બંધુસ્થાન,
ત્યાં ઉચ્ચ આ મંગળનુ નિદાન;
(ને ભાઈ તારે નથી બન્ધુ કે ની?)
તે સર્વમાં મગળ વાછનારી
આ હું રહી એક જ બ્હેન તારી.



# વિધાત્રી

ઈન્દ્રવજ્રા

ઈલા તણો હાથ ધર્યો કપાળે,
એણે ય દાબ્યો ધરી હોંશ વ્હાલે,
ને હું વદ્યોઃ 'બ્હેન ! કહે તું આજે,
પુનઃ ફરી બોલ "સુખી તું થાજે !"'

ઈલા તણો નિત્ય પ્રભાતલેખ,
મારે લલાટે જ લખાય એક;
મારી વિધાત્રી દઈ હેતપુંજ
એ તો વદી આજ વળી નવું જઃ

'પૃથ્વી તણા સુંદર ચોકમાં જો
કેવા ખીલે પુષ્પ નવાં સદા જો !
શબ્દાવલી એ સમરેખ કેવી !
રાત્રે વિધાત્રી લખતી જ એવી.

કે આ રૂડી સાગરની સપાટી,
એને ગણી એક વિશાળ પાટી,

દ્વારે ભૂંસે રોજ નવીન રેખ,
એવા લખુ કૈં ચળકંત લેખ?'

'એ સર્વથી યે વધુ દિવ્ય તારા.
ઓ બ્હેન! મારે તુજ લેખ ન્યારા;
ને લેખથી યે તુજ વ્હાલબોલ
એથી વળી અંતરમાં અમોલ.'

ઇલા તણો હાથ ધર્યો કપાળે,
એણે ય દાબ્યો ધરી હોંશ વ્હાલે;
ને એ વદી. 'ભાઈ! સુખી તું થાજે'
પુનઃ વદી, 'થાય સુખી તું આજે.'



## ભવિષ્યવેત્તા

ઈન્દ્રવજ્રા

'કાલે રજા છે, ગઈ છુ ય થાકી,
વાચીશ વ્હેલા સહુ પાઠ બાકી;
તારી હથેલી અહીં લાવ, સાચું
હું ભાઈ આજે તુજ ભાગ્ય વાચુ.

કેવી પડી છે તુજ હસ્તરેખા!
જાણે શું લાખે નવ હોય લેખા!
પૈસા પૂછે છે? ધનની ન ખામી,
જાણે અહોહો! તુ કુબેરસ્વામી!

છે ચક્રચિહ્નો તુજ અંગુલિમાં,
જાણે પુરાયા ફૂટતી કળીમાં;
છે મત્સ્ય ઊંચો, જવચિહ્ન ખાસ્સા,
ને રાજવી લક્ષણ ભાઈનાં શાં!

વિદ્યા ઘણી છે મુજ વીરલાને,
ને કીર્તિ એવી કુળહીરલાને!
આયુષ્યરેખા અતિ શુદ્ધ ભાળ,
ચિંતા કઇ રોગ તણી તું ટાળ.

ને હોય ના વાહનખોટ ડે’લે,
બંધાય ઘોડા વળી ત્યા તબેલે;
ડોલે સદા યે તુજ દ્વાર હાથી,
લે બોલ જોઉં, વધુ કાંઈ આથી?

જો ભાઈ, તારે વળી એક બ્હેન,
ચોરે પચાવે તુજ પાટી પેન;
તારું લખે એ ઉજમાળું ભાવી,
જાણે વિધાત્રી થઇ હોય આવી!

મારે ય તારે કદી ના વિરોધ,
રેખા વહે છે તુજ હેતધોધ;
એ હેતના ધોધમહીં હું ન્હાઉં,
ચાંદા ઝબોળી હરખે હું ખાઉં

ડોસો થશે, જીવન દીર્ઘ તારુ,
ખોટી ઠરૂ તો મુજ મુક્કી હારુ;
આથી જરા યે કહુ ના વધારે,
હેતાં રખે તું મુજને વિસારે!’

'જોજે, કહ્યું તે સહુ સાચુ થાય,
ઈલા ! પછી તો નહિ હર્ષ માય;
પેંડા પતાસાં ભરી પેટ ખાજે,
ને આજ જેવી કવિતા તું ગાજે.'



# તારા

ઈન્દ્રવજ્રા

આકાશતારા ગણતાં જતાં'તાં,
ખાલી ગપાટા કંઈ હાંકતાં'તાં;
ઈલા હતી આગળ, હું પછાડી,
તારા સજેલી હતી વ્યોમવાડી.

'તારા ઊગે છે નભમાંહી ધોળા,
તારાથકી આપણ બે ય ઓળા
જેને ઢળી પંથ વિષે છવાય,
ઓળા પણે બે ભળી એક થાય'

ઈલામુખે એક નચિંતરેખ,
એણે ગણી વાત જ અલ્પ છેક;
'હો હો, તું મોટો ફિલસૂફ કે ની,
તે હોય જાણે સહુ જાણ એની!'

તારો ખરનો નભથી- નિહાળી
પૂછ્યું ભરાતાં મન વ્હેમ ખાલી:
'તારા નથી રક્ષિત વ્યોમમાં યે
શી રીત તો આપણ બે ય કયા યે?'

ઈલા વદી: 'ભાઈ ન હોય શોક
કેવા હશે જે વળી દેવલોક!
તારા સમા આપણ જો ખરીશું,
તારા થઈ સ્વર્ગમહીં રહીશું'



# પડઘો

ઇન્દ્રવજ્રા

માથે રહ્યો ઘુમ્મટ ગોળ એક,
બોલેલ શબ્દો ઝીલતો દરેક;
ઈલા ! અહીં જો પડઘો સુણાય,
'બ્હેના' અને 'ભાઈ' અહો ઘુટાય.

આ વિશ્વનો ઘુમ્મટ તો નિહાળ,
ગાજી રહ્યા સાગર જ્યાં વિશાળ;
ને વિશ્વનો ચોક રહ્યો અનંત,
જ્યાં દિગ્દિગન્તે પડઘા રમંત.

આત્મા તણો ગુંબજ માનવોનો,
એ તો ક ની છેક જ ઘાટબ્હોણો;
હૈયાં બધાં માનવીના જ એક,
ને એક વેગે ધબકે દરેક.

નિ:શ્વાસગૂંથ્યો કવિબોલ તારો,
આનન્દઘૂંટચો વળી બોલ મારો;
આહ્લાદ ને શોકભરેલ શ્વાસ
લીધા જ હૈયે ધરી એક આશ.

ઓ વ્હેન ઇલા ! પ્રભુશ્વાસના આ
જો આપણા બે અહીં આત્મનો આ,
કેવા પડે છે પડઘા સદાના !
જીવી શકું હું કદી એ વિના ના.



## આશા

ઈન્દ્રવજ્રા

‘ઈલા કદી હુ ઉર આજ ખોલું,
આંસુ ખરે એ થકી જો અમોલુ,
અશ્રુતણો ભાર ઝીલાય ના તો;
કૂહે શીદને આ કરવી જ વાતો ?’

‘ઘેલો થયો ? આજ શું આમ બોલે
કૈં યે નથી જે તુજ આંસુ તોલે ?
આંસુ અમોલુ ન ઝીલાય તારું,
એ સાથ તો અન્ય હું આસુ સારુ.

ને અશ્રુવ્હેણે ઉભયે તરાવી
જે આશનૌકા હૃદયે ધરાવી;
કેવા રૂડા એ સઢ વિસ્તર્યો’તા !
વાયુ મજેના વળી શા ભર્યો’તા !

એ આશનૌકા ફરી આવશે ને
સાથે નવું એ ભરી લાવશે ને—’

'ના, ના ગઈ એ ફરી કાંઈ આવે,
બ્હેના! ગઈ આશ ફરી ન આવે.

માટે ઈલા! લે ઉર આજ ખોલુ,
આંસુ ભલેને ખરતું અમોલુ;
ને વાત જો આ કદી થાય ઠાલી,
અશ્રુતણો ભાર થશે જ ખાલી.'



## આશિષ

ઇન્દ્રવજ્રા

બ્હેનાં! કદી હોઉં કની હું રાજા,
બાંધું હમેશાં ફૂલમ્હેલ તાજા;
તું મૂર્તિનું મંદિર ત્યાં બનાવું,
ને દર્શનાર્થે વળી રોજ આવું.

તારે હૃદે આ મુજ નેત્રધારા,
એમાં ઢળેલાં મૃદુ નેન તારાં;
એવી રૂડી આરસમૂર્તિ કલ્પી
કોરી દીધી હોત, કદી હું શિલ્પી.

ને બ્હેન! જો હોત કની ચિતારો,
પીંછી ધરીને હૃદ-રંગ ન્યારો,
આલેખીને મેં તુજ નેન-હેત,
એની ધરી હોત તને જ ભેટ.

કે હોત જો હું ફિલસૂફ યોગી,
બ્રહ્માંડ સર્વે મનથી વિલોકી,

કો મંત્ર મોંઘો તુજ માટ શોધી,
આજે રહ્યો હોત તને હું બોધી.

ને હોત જો ગાયક ગીત ગાત
સંગીતની ધૂન સદા જગાવી,
ગાંધર્વ ગૂંથે સૂરજાળી સાત,
છાયા ધરૂ એ, મુજ બ્હેન વ્હાલી

કે હોત જો હું કવિરાજ મોટો,
એવુ લખું કાવ્ય મળે ન જોટો,
એ કાવ્યનો આત્મ તને બનાવી
સૌ કલ્પના હોત તને ધરાવી

ને બ્હેન, જો હોત કની હું દેવ,
તો અપ્સરા પાસ કરાવી સેવ
નિત્યે રચાવુ નવી સ્વપ્નસૃષ્ટિ,
એથી જ વાધે તુજ જ્ઞાનદૃષ્ટિ.

હુ તો ઈલા! એકલ રંક ભાઈ,
મારી ય તારે નથી કૈં નવાઈ;
તો બ્હેન! શો આશિષબોલ બોલું?
ને હૈયુ આ શીદ અબોલ ખોલુ?



# કાળકોટડી

ભજન

કાળી કાળી કાળકોટડી રે,
જીવન મારું રે કેદ;
એમાં સ્મરું તારી ગોઠડી રે,
ઊકલે જીવનના ભેદ.

જૂઠા જૂઠા દેહ-જાળીઆ રે,
આતમજ્યોતિની પાસ,
અંતર નિત્ય અજવાળીઆ રે,
ત્યાં તો દેવના વાસ.

બ્હેનાં ! નથી બંધ બારણા રે,
દિવ્ય પંથ અનંત;
મોંઘા તારા વ્હાલવારણાં રે,
એ મુજ દીપ બનંત.

દિલે વીંટી દુ:ખવેલડી રે,
હૈયે દુઃખનાં રે ફૂલ કીધ;
દુઃખડાં ઘોળીઘોળી બ્હેનડી
પીને કેવા રે આનંદ લીધ!



## ગાઢ નિંદર

ઓધવજીના સદેશાનો ઢાળ

ધીમે રે ધીમેથી સહુ જન આવજો,
સુખનિંદરમાં સૂતી એ અલબેલ જો;
હળવે રે હળવે તે પગલી માંડજો,
આનંદે દેખંતી સોણુલખેલ જો.

આકાશે ટમટમતી એકલ તારલી,
ધરતી પર ટગમગતી ઘીની દીવડી,
જોજો રે ઝબકીને જાગે ના વળી,
ભર નિંદરમા પોઢી એ મુજ બેનડી.

કૂદી રે એ સાત સમન્દર પાળ જો,
સૂરજના નિરતર એને દીવડા;
દેવ બધા યે એની લે સભાળ જો,
એવા તે ભાયગ ક્યા, પામર જીવડા!

ઊના રે નિસાસા અહીં ના લાવતા,
આનદે પામી છે સત અવતાર જો;

જાગે ના, જોજો રે અહીં સહુ આવતાં
ધણકે ના હૈયાના તમ ધણકાર જો.

મોંચીને નિંદરમાં મીઠી આંખડી,
લ્હાદ્યો છે જીવનનો અભિનવ લ્હાવ જો;
દીસે શી એ તો જ્યોતિકમળની પાંખડી,
ચન્દ્રવદન પર ન્યાળો પ્રેમળ ભાવ જો.

ધરતી પણ પળભર આહીં વિરામવા,
વાયુ યે થંભ્યા છે દર્શનલોભથી;
અજવાળાં યે અમુલખ જ્યોતિ પામવા
થભીને લેતા અમરત્વ મથીમથી.

ફૂલનાં રે પરિધાનતણા આ થોક જો,
કરમાતા કંઇ ફૂલ પ્રફુલ્લ જ થાય જો,
કંકુમના ચીતર્યા છે અહીંઆ ચોક જો,
મઘમઘતી આ ધૂપસુગન્ધ સુહાય જો.

ખેલે છે સચરાચરનો એ રાસ જો,
શાંતિથી જુઓ ને સહુ જન સાભળો;
દેવાલય જેવો છે આ આવાસ જો,
ન્યાળીને દર્શન કરી સૌ પાછાં વળો.



## પચ્ચીશી

ગુલબદી

અર્ધ જિંદગી ગઈ,
ન અર્ધ જિંદગી રહી,
ન જિંદગી જશે વહી
રહી હવે ગઈ યથા !

આજ બ્હેન ! વર્ષગાંઠ,
જિંદગીની અર્ધ વાટ,
મેં ઈલા ! કર્યો ઉચાટ
પચ્ચીશી થતાં પૂરી.

બાલ્યકાળ-સ્વપ્નની જીવત મૂર્તિ 'બાવલી',
રડે, શમે, જમે રમત જાગતી સૂતી વળી,
સ્નેહ, આશ, ભક્તિનું હતું નિદાન સત્ય એ,
બાલ્યકાળ-ધર્મમાં ય દેવડી અમર્ત્ય એ.

એહ માટ બોલ કૈં નટો સમા શું બોલતા,
રમેલ વસ્તુ સર્વથી ય નિત્ય જ્ઞાન ડોળતા,
કલાતણી ય પ્રેરણા ગઇ, અને ગઈ કળા,
'બાવલી' વિના હવે રહ્યા છ આંહી બાવલા !

વાયુ વાય,
પુષ્પ જો પ્રફુલ્લ થાય,

વાયુ ને સુગંધ બે ક્યહીંક જાય એ વહી,
બાલ્યકાળ-જિંદગી સુગંધ વાયુ શી ગઈ.

અનેક વેળ કલ્પના બની પરી ય આવતી,
વાવતી સુવર્ણબીજ આત્મભોમમાં ઊંડાં,

સૌમ્ય વર્ષતી રૂપેરી ચાંદની થકી રૂડાં
અનેક હાસ્ય નિર્મળાં પ્રભાતમા ઉગાડતી

હવે ન કલ્પના કદી ય રૂપ એહવાં ધરે,
મૃત્યુલોકનું કદી ન દિવ્ય સ્વર્ગ એ કરે,

પ્રફુલ્લ બાલ્ય હાસ્ય હાય!
સર્વ જાય!

બાળખેલ, સ્વપ્નમ્હેલ!
મ્હેલ એ ગયા તૂટી,
સ્વપ્ન એ ગયાં છૂટી,
કાળ લે બધું લૂંટી!

—સ્મૃતિ તણા ય કાંકરા
ધૂએ છ કાળના ઝરા,
છતાં ઘસાય ના જરા—
જ્યાસદ્યા જ એ રહેલ.

કદી નદીતટે, કદીક હોડલામહીં જતાં,
વ્યોમતારલાતણી સભા ભરી ય બેસતાં;
અને સુવર્ણરેત ત્યાં કદીક ખોબલે ભરી
પૂલ કે શિવાલયો બનાવતા ફરીફરી.

બાગ ગોખ ચોતરે કરી મજા ઘણીઘણી,
ફૂલછોડ સાથ બેઉ ફૂલ ને કળી સમા
ખેલ ખેલતા, કળી ય ચૂંટતા વિના તમા–
બાળકો સમાં ન ત્યાં–જશું હવે થઇ ધણી!

તાપીસ્નાન,
નર્મદા તણું જ પાન,
પાપમોચની ગણાય એક એ જ ગંગસ્નાન;
તીર્થઘાટ,
ઐતિહાસ મુલ્કવાટ,
અનેકવાર ગ્રામ્ય હાટ,

ઘણી ય વાર સાથ બે અહો જતાં ફદીફદી,
પ્રસંગસાર ગોઠડી અહો કરી જુદીજુદી;
સર્વ એ ગયું ગયું, રહ્યું જશે યથા સમે,
અર્ધ જિંદગી ગઈ ન અર્ધ જો રહી જમે.

સમુદ્રદર્શને ચડ્યાં હતાં બપોર પ્હાડશૃંગ,
વહે નિસર્ગનાદમાં અનંત હેતના અભંગ,
સાજના અમે ગૂંથ્યા સુવર્ણસ્વપ્નના તરંગ,
તરંગજાળમાં ભરેલ બાલ્યકલ્પના ઉમંગ;

શૃંગની તળેટી થાય ને ઊંચે ચઢ્યા તરંગ,
જ્વલંત સર્વ એ પરે ચઢ્યા નવીન આશરંગ;

વ્યોમપાર,
દૃષ્ટિપથની ય બ્હાર,
સર્વ એ ઊભા હશે શું એક હાર,
રૂપેરી તારલા જડેલ સ્વર્ગનાં સુવર્ણદ્વાર?

કાળની વિશાળ પાંખ,
વીંઝાય મસ્તકે અથાગ,
ઝંખવાય આત્મઆંખ,
ને વધે છ મોહ રાગ—,

દેહની સુરંગમાં પડ્યો છ આત્મહીરલો,
કાળના ક્રમે વળી દટાય એ હજી ઊંડો,
નવેનવું થતાં અમૂલ્ય બાલ્યકાળ જે રૂડો,
જતાં જ હીર મેળવે કદીક કોક વીરલો.

કાળતોપચીતણું હતું ન ભાન જે સમે,
રેતદુર્ગ બાંધતાં, ધજા ય રોપતાં અમે,
અમે જ તોપચી થઈ ઉડાવતા જ સર્વ એ,
હવે ન આવશે ફરી પવિત્ર બાલ્યપર્વ એ.

કાળના પ્રવાહમાં ફરે મનુષ્ય કૂદડી,
સદૈવ અંધ જીર્ણ થાય એક દેહ-ફૂલડી,
ભૂતમાં ભમે વળી ભવિષ્ય ના વિચારતી,
જરી ય વર્તમાનને ન અંધ એ ય દેખતી.

અંધ થાય આજ આંખ,
ને કપાઇ બાલ્ય પાંખ.
આજ બ્હેન! વર્ષગાંઠ,
અંતરે વધે ઉચાટ!

અર્ધ જિંદગી ગઇ,
ન અર્ધ જિંદગી રહી,
ન ખેલમાં, ન બાલ્યકાળ મ્હેલમાં
જશે જ જિંદગી વહી.



# મા

મન્દાક્રાન્તા

વ્હાલી માતા! શિશુ સમયમાં બોલતો કાલુ કાલુ,
ચાદાપોળી–વિવિધ રમતે દીધ લ્હાણી અનેરી,
અકે પોઢી ખલલ કરતો નિંદ હું અર્ધઘેરી,
એવાં મીઠાં સ્મરણ મહીં યે ન્યાળતો એક વ્હાલુ
રૂડું આંક્યું મુજ જીવનમાં પોત તારું નિરાળું:
ને જાગતી સ્મૃતિમહીં સ્ફુરે કૈંક તારા સુનેરી
સંસ્કારોના, મૃદુલ સવિતા! બીજ તેં નિત્ય વેરી
પાળ્યા પોષ્યા! અરર નગુણો, એ ઋણો કેમ વાળું?

મોંઘી માડી! જીવન-ભરતી-ઓટમાં તું જ ઈન્દુ,
તારી આણે મુજ ઉર ચડે ઊતરે ઊર્મિસિન્ધુ:
મારે માટે સદય જનની! આંસુડાં કૈંક સાર્યાં,
મારે માટે સુખ દુઃખ વળી તેં કયા ના વિસાર્યાં?
માડી તારું સુભગ હસવું ક્યાય બીજે ન ભાળું
મૂકું છું આ ચરણરજમાં, લે મહીં કૃત્ય મારું



# યમલ

['યમલ' એ જોડિયા ભાઈબહેનની એક અર્ધીઆછી કથા છે અન્યોન્યાશ્રયી ભાઈબહેનની એ બેલડી, સાથે જ જન્મી, બાલપણનુ નિર્દોષ જીવન વીતતા સસારના રગથી રગાયા વિના, સાથે જ દેવલોક પામે છે ભાઈને સસારની ગ્નેહજવાળાનો એકાદ તણખો લાગી જાય છે ખરો, અને દેવદૂતી સમી એની ભગિની એની આત્મકળી દાઝવા ન દેવા કંઈક સાધનરૂપ બને છે પણ ખરી, છતા બહેનની માંદગી પ્રસગે લાગણીવશ ભાઇનો સયમ ખૂટી જાય છે અને એ આત્મહત્યા કરી બેસે છે; એમ સસારયાત્રા બને સાથે જ પૂરી કરે છે

બાલપણથી તે મરતા સુધી ભાઇને બહેન વિના જરાયે ચાલતુ નથી ક્રમણુ શૈશવ આનદમા વીતે છે (સૉનેટ ૧–૨), વળી એમા બને ભાઇબહેન લડે છે—એક થાય છે (સૉ૦ ૩–૪), પ્રાર્થના કરે છે (સૉ૦ ૫); નિશાળના યે ફક્ત સસ્મરણો જ રહી જાય છે (સૉ૦ ૬); સુખના, હર્ષના આંસુ પણ ખીલે છે (સૉ૦ ૭) પણ પછી ભાઇના હ્રદયમા યૌવનની એકાદ ઉચ્છૃખલ વૃત્તિ પ્રવેશે છે ને એ સસારમા ઝાંઝવાંના જળ જોઈ રહે છે (સૉ૦ ૮), અને એને જીવનમા બધે નિરાશા જ લાગે છે (સૉ૦ ૯) નૈરાશ્યારણ્યમા ભમતો, મૃગજળ પાછળ આથડતો એ છેવટે તૃષામૂઢ થાય છે, એ જ સમયે એની અધલાકડી જેવી બહેનનો જીવનદીપ હોલાવાની તૈયારી થાય છે, અને વિયોગ-ભયે ઉન્મત્ત બનેલો એ-મોતને ભેટવા વિષપાન કરી લે છે (સૉ૦ ૧૦) અર્દ્ધાણુ બહેન

પ્રકૃતિપટપર પથરાએલા આશાના કિરણો એને બતાવવા પ્રયત્ન કરે છે (સૉ૦ ૧૧); અંધારામાં ગોથાં ખાતું ભાઈનું મન પળવાર તો આત્મજ્યોતિ જોઈ રહે છે (સૉ૦ ૧૨), અને દેવદૂતી સમી એની બહેન એને આશ્વાસન પણ આપે છે (સૉ૦ ૧૩), પરન્તુ છેવટે મૃત્યુશય્યા આગળ ઊભેલો ભાઇ વિષની પૂરી અસર જામી જતાં લથડે છે ને બને સાથે જ આ લોકમાંથી ઊડી જાય છે (સૉ૦ ૧૪) ]

પૃથ્વી

## ૧ શૈશવ

કુલીન જનનીકૂખે ઉભય જન્મીને જોડિયાં
સુખે ઊછરતાં અમે, કંઇક તાતછાયા ગ્રહી;
નચિંત થઈ નિત્ય શાંત મમતાળુ એ માવડી
કહે કુળકુટુંબની રસિક વાત રાત્રે વળી;
થઇ ઉભય ઠાવકાં ઊલટભેર એ સુણતાં,
ઉંઘાડી અમને સૂએ ચૂમી લઈ ધીમે થાબડી;
કદી રમત, સ્વપ્નમા, અચલ સત્ય ઉચ્ચારતા:
શું સ્વર્ગ વસતું અહો, સરલ શૈશવે ચોગમે!

પીધી કુદરતે રહી અજબ વિશ્વની મોહિની:
કહે છ પલટાય સૌ; કદપિ વ્યોમ જાદૂગરો
કરી નજરબંધી ને ઉદધિ હર્ષમાં કૂદવે,
હજી ય ગિરિશૃંગને વિવિધ રંગમાં દાખવે,
છૂમતર કરે હજી ચળકતા નભે તારલા;
હતું અધિક જ્ઞાન એ સહુ રહસ્યનું શૈશવે.

## ૨ ધન્ય ઘડી

સુણ્યાં, અનિલ જે લવે અખિલ વિશ્વમાં મ્હાલતાં
સનાતન સુરમ્ય એ ગહન ગીત સૌન્દર્યનાં,

લળી તરુવરો કરે અધરપાન માધુર્યનાં,
અનેક હિમશૃંગને રવિકરો જ ઓગાળતા,
નિસર્ગરચનામહીં ય પળ ધન્ય સૌ ગાળતાં;
કણેકણ ભળે અને પ્રગટ થાય ચૈતન્ય ત્યાં,
ઢળે નભવિતાનમાં વિરલ દાન વાત્સલ્યનાં,
કલામય વિધાન એ ઉભય સંગમા ભાળતા.

ખરે જ મુજ માટ શું પ્રકૃતિ સ્વાગ ન્યારા સજે!
પ્રમાણુ મહિમા નકી કંઇક ગૂઢ શિક્ષા હશે.
ખરે, જગ વિષે સદા પ્રકૃતિ એક સાચો ગુરુ,
પ્રભો! અધિક વાછના જીવનમાં હવે ના ધરુ.
લહ્યો ઉભય સગમાં સકળ રાસ બ્રહ્માડનો,
લહ્યો પરમ લ્હાવ એ અભિનવા જ આનદનો.

## ૩ અબોલા

દઈ સહજ વાતને અદકુ રૂપ બંને લડચાં,
ન ભોજન કર્યું, જરી રીસમહીં અબોલા લીધા,
જઈ ગૃહખૂણે—અસહ્ય ઉરભાર—છાનાં રડચા,
'હુવે ન કદી બોલુ હુ' મનસૂબા ઘણા યે કીધા.
ઘડી ન પળ ચાલતું; ઉભય સન્ધિશુરા છતાં
'ન હું પ્રથમ તો વદું' મમતમાં ડગે નિશ્ચયો;
વિના કલહ સ્નેહની ન ઘટવાય ઉત્કૃષ્ટતા:
અબોલ દિન એ ગયો, યુગ સમાન કેવો વહ્યો!

અબોલ રહીને ઊંડા મનનમાં ડૂબે માનવી,
જતાં જ તન ઓગળી, અલખ લક્ષ્ય એને થતું;
સમાધિમય જિંદગી ખલક ત્યા રચાતા નવી,
નિહાળુ તુજ રૂપ જે સૃજનકાળ પૂર્વે હતું
ખુમારી ઊતરી જતાં થઈ સલાહ, કેવા સુખી!
હતા ભગિની! સન્ધિ કે કલહમાં જ સૌથી સુખી?

## ૪ સન્ધિ

ઉદાર ભગિની! થયા જીવન નિમળા આ હવે,
ઉકેલ મૃદુ હાસ્ય આ તરુ તળે શિલા આસને,
વળી મધુર અર્ઘ્ય વાણી ઊચરી, શિરે આભ ને
તળે અવનિ સાક્ષીમાં હૃદયસન્ધિ સોહાવીએ;
પ્રસગ મૃદુ હાસ્યના પળ અમૂલ્ય મૌ કેવી એ!
દીધેલ વચનો કંઈ નહિ કદી ભૂલુ હુ તને,
કર ગુલિ ગૂથી વળી ફરીફરી પૂછુઃ 'બ્હેન ને?'
હકાર સૂચવે જ તુ'—સ્મરણપોથી એ ખોલીએ

અભિન્ન રહીને થવા લય અનત વિશ્રામમા
ભળી જીવનવ્હેણુ નિર્મળ થતું વહે આપણુ
ભળે ગહન ઐક્યમા યમલ એમ આત્માતણું,
હજી ય દઢ શુદ્ધ શાત વધુ ગાઢ ઉદ્દામમા
વિશાળ પદમા હજી યઁ—વિકસાવી વાત્સલ્ય એ
કૃતાર્થ થઈ સાધીએ અલખ સન્ધિસાફલ્ય એ.

## ૫ પ્રાર્થના

સદા વિમલ રાખજે જીવન આ કૃપાના નિધિ!
નથી કઠિન કૈં વ્રતો, સ્તવન તાહરું ધ્યાનથી,
ન વા ભજન પૂજનો કીધ, ન પુષ્પમાલા ગૂથી,
ખરા હૃદયથી નથી કદી ય નામમાળા કીધી,
અગાધ તુજ શક્તિના અણુ ગણી પ્રસાદી લીધી;
સચેતન કણો ભળી પ્રગતિમાન આત્મા તુંથી
છૂટી રૂપ ધરી અહીં ઉભય એક સત્સંગથી
સદા વરસતી જગે વિમલ સ્નેહધારા પીધી.

પ્રભો! હૃદયમાં ઊગી અચલ એ ન શ્રદ્ધા ડગે,
સ્વરૂપ અમ છાંડીને ઉભય એક થૈ પ્રાર્થીએ;
સદોદિત રમે ત્યહાં પરમ મૂર્તિ ન્યારી દગે,
અરૂપ તુજ રૂપ હો! રૂપ અરૂપ એ વાંછીએ;
વસે ઘટઘટે બધે, સતત જ્યોતિ રૂપે ઝગે,
થઇ ન રહીએ અમે અકળ દિવ્ય શું જ્યોતિ એ?

## ૬ સૂકી પાંદડી

સ્મરે છ પ્રિય વ્હેનડી! સમય; ફૂલવાડી થકી
લઇ કલમ પાટી એ રસળતાં નિશાળે જતાં,
ગુલાબ બટમોગરો બકુલ માલતી મ્હેકતાં
ચૂંટી ફૂલકળી નમાવી મૃદુ ડાખળીઓ બધી,
કદીક તુજ પાલવે—મુજ રૂમાલમાં યે કદી
ગ્રહી, સકળ ગુચ્છ એ પ્રભુપદે ધરાવી, બધાં

સૂઘી ઊલટસેર સૌ, પઠન પુસ્તકે દાબતાં;
નિહાળ ભગિની! પવિત્ર ફૂલપાંદડી એ સૂકી

કિશોરવયની અમૂલ્ય રસલ્હાણ સાથે લઈ
હવે થઈ ફીકી વળી સહુ સુગન્ધ ઊડી ગઈ;
જલે, અનલમા, કહીંક પધરાવવી એ ઘટે!
ન શીદ અમ જિંદગી—જીવનની ય ચિંતા મટે!
કિશોરવય ને કિશોર-વય-સોણુલાં એ ગયા,
જૂના સ્મરણ મીઠડા અરર ઘોળવાનાં રહ્યાં.

## ૭ આંસુ

અમૂલ્ય તુજ અશ્રુ એ: ઉમળકો ઉરે આવતાં
(ન હોય ઊતરી અહીં સુભગ કોઈ દૈવી પરી)
ગ્રહી વદન માહરુ, મૃદુ ચૂમી લલાટે ભરી,
દબાવી શિર ગોદમાં, ઉર કપોળ પપાળતા,
અને હૃદયથી ય શ્વાસ ધબકાર સાથે થતાં,
સર્યું અમર અશ્રુ એ તુજ પવિત્ર ગાલે ઠરી,
વદે ગહન પાઠ જે વદી શકે ન વાચા જરી-
વહો વિરલ આંસુડાં! હૃદય શાંતિ રેલાવતા.

નથી અફળ એ વહ્યું: સકળરાત્રિ ઓથારમાં
ઝગે છ શશિ તારલા, સહુ થકી અમોલુ મને,
વસ્યુ જ જઈ એ ઠર્યું છ સ્મૃતિરત્નભંડારમા,
કરી જતન બાળવું પ્રિય અનન્ય એ રત્નને.

ચૂમેલ અમીબુન્દ એ તુજ અનંત વાત્સલ્યનું,
રૂડું સ્મરણુ ધન્ય ચિહ્ન ઉર સન્નિધસાફલ્યનૂં.

## ૮ આશાતૃષા

અતૃપ્ત મનડા અરે! વિવિધરંગી તૃષ્ણાબલે
ભમે કયહીં કયહીં અશાંતિ ઉકળાટ ઉદ્વેગમાં?
ત્યજી નિકટ કર્મ, ધર્મ મહીં યે રહી બેતમા,
નિશાન વિણુ ઊડ તું, કંઈક જ્ઞાન તે યે ભૂલે;
ઝૂલંત દિનરાત તું નવનવીન આશાઝૂલે,
'ગ્રહું, નવ ગ્રહુ' વદે, કર ગ્રહેલના ત્યાગમા
ધરે અધિક હોસ તું, વળી અનેક સંકેતમા
રહે બસ રચ્યુપચ્યુ; નહિ તરંગ એકે ફળે.

વસંત અભિલાષ આશ ફૂલ હાર ગૂંથી જતી,
અને જીવનકુંજ રમ્ય મધુરી લીલી ભાસતી;
સુકાય ફૂલપાન ને નવવસંત પાછી ફરી
સજીવન કરે, દિલે નહિ વસંત આવે ફરી
ઉમંગ અભિલાષ એ—અરર રાનવંટોળ શા
પળેપળ વધે, છીપે મૃગજળે ન આશાતૃષા.

## ૯ નિરાશા

ઝરા વિમળ શોધતો પ્રણય મૈત્રી વાત્સલ્યના,
કમંડલ લઈ ભમું, ન શુચિ સ્નેહઝરા મળે,

છલાછલ ભરાય ના હૃદયપાત્ર એ કો સ્થળે.
છલોછલ ભર્યાં વિનાશકર આત્મજીવલયના
દીઠાં વિવિધ રૂપમાં ઝરણ સર્વ રે એટલાં,
અને નજર ના પડે કિરણ ક્યાંય રે આશનું,
ઊંડા મનનકુંડમાં ડૂબી વળી ઉદાસી બનું,
પ્રહાર વિધિના કહો સહન તે કરું કેટલા?

અહો! અખિલ વિશ્વમાં પ્રણયના ફુવારા ઊડે,
ન શું મનુજ એકમાં પ્રણયના ફુવારા સ્ફુરે?
જુએ કકળતો તથાપિ જન કો દિલાસા ન દે,
અને પળપળે ધીમે જીવનમાં નિરાશા વધે;
કમંડલ ભરાય ના, અરર એ વ્યથા ક્યાં કહું?
થઈ તૃષિત અંધ હું મરણને નિમંત્રી રહું

## ૧૦ વિષપાન

ભર્યું દિલ રહે ડૂમે, સુજન કે ન આંસુ સરે,
વિયોગ વસમો થશે—નવ સહેલ એવો કદી,
સમીપ રહીને હવે વચન સાન્ત્વનાનાં વદી
દુ:ખી હૃદય ઠારશે તુજ વિના ન કો બ્હેન રે!
જતાં વિવિધ વાઞ્છના અશુભ એક તૃષ્ણા તરે:
મરું, જીવનઅંત, હા! વિષમ એ વિચારે વહું,
ભલે અધમ માર્ગ એ મનુજધર્મ ત્યાગી ગ્રહું
અસહ્ય ઉરવેદના; અવધિ ભાગ્યની આ ખરે!

વિશુદ્ધ ભગિનીતણા જીવનમાં ફૂડી માંદગી
ભયંકર થતી ગઈ, નવ ટકે હવે જિંદગી;
કર્યું જ વિષપાન મેં, સુખદ એ જ પીતાં ગણ્યું.
અનંત દુઃખ ઔષધિ! અરર જ્ઞાન આધુ રહ્યું,
ન એ કંઇ જ જાણતી—જીવનની ઘડી હું ગણું,
સુણું અરર હાય મૃત્યુ ખખડાવતુ બારણું.

## ૧૧ શ્રદ્ધા

ન હામ કદી હારવી; પ્રકૃતિ શુભ્ર જ્યોતિર્મયી
નિસર્ગરચના મહીં ય બહુ દાવ એવા રમે,
મનુષ્ય સહુને દયા વિણુ વિરાટ રૂપે દમે,
સુકોમળ તથાપિ એ થઈ પ્રચંડ ને દાનવી
ધરે વિવિધ રૂપ ને ગગનદીપ દે હોલવી;
છવાય ત્યહીં મ્લાનતા, નભ થકી ઢળે એ સમે
મનુષ્યહૃદયે નિશા ભય કરુણ છાયા ધીમે,
છતાં પલકમાં રચાય ત્યહીં સૃષ્ટિ આખી નવી.

અદીઠ જગતુ રહે કિરણ નિત્ય શ્રદ્ધાતણું,
મહોદધિ થકી ભરી પ્રકૃતિ ખોબલો અંજલિ,
ભલે તિમિર કાળ—તો ય ધરી રૂપ સોહામણું
રચે ધનુકમાનમાં અજબ દિવ્ય રંગાવલિ.
નથી દુઃખદ આસુએ સભર પાત્ર આ સૃષ્ટિનું,
રહ્યુ છ અહીં અશ્રુમાં વિરલ એક શ્રદ્ધા-ધનુ.

## ૧૨ જ્યોતિ

ભાઇ–'રહે, પલક તો રહે! જઇશ ના હવાં દૂર તું,
ભલે વચન ના વદે, મમ સમીપ મૂર્તિ ચહું;
બધુ બલકનુ અમી નયનમા લસી જે રહ્યુ,
ઠરી ચળકતું દીસે ટપકવા અધીરું બન્યુ,
ઝીલીશ મમ પોપચે નયનની તૃષા છીપશે,
પ્રભા પ્રગટશે વળી જીવનમાર્ગ દર્શાવશે.

જઇશ નવ બ્હેનડી! પરમ દર્શને તાહરાં
ભુલાય તનભાન, ભાન જગનુ ય, ને ન્યાળતાં
અદેહ—વણ રૂપની—ઝગમગે અનિર્વાચ્ય તું;
વિકાસમય જ્યોતિ એ પ્રકૃતિ, પ્રેમ, સૌન્દર્યની–
નવી કૃતિ દીસે સનાતન મહા ઊંડા સત્યની–
અને જગ બધુ લહુ પરમ જ્ઞાનમા લીન હુ,
વિશાળ જગચિત્રની કલગી રૂપ તુ ત્યા તરી
દૃગે સતત ભાળવે, પરમ જ્યોત ચૈતન્યની.'

## ૧૩ આશ્વાસન

બહેન–'પ્રસન્ન વદને હવે સુખદ મૃત્યુ સ્વીકારવું
ભલે ધણકતાં ત્રૂટે હૃદય તો ય મૂગુ સહો,
ઊઠે અગન આંખમા તદપિ આસુ ખાળી રહો;
હવે જીવનઅંત કાળ, શિદ ભેટવુ છૂટવુ

અને વધુ દુઃખી થવુ? ઉરસમુદ્રને મથવું,
મળે નવ મળે સુધા, પ્રભુપદે ધરી ઇન્દ્રિયો,
જગાવી ઉરજ્યોતને, સ્થૂલ મુખે જ હાસ્યોર્મિઓ
પ્રસારી પ્રિય બન્ધુ ઓ! ઘટિત દૈવદીધુ પીવું

નથી જ છૂટકો જ્યહા ચલન માનવીનુ જરી,
વિયોગ વિધિએ લખ્યો. લિખિત લેખ તે ના ટળે;
થશે મિલન આપણુ પરમ શાંતિસ્થાને ફરી,
સુખે ઉભય પ્રાર્થીએ—અચલ ભક્તિ નિત્યે ફળે—
અનત પદમા લઈ સુભગ મૃત્યુ ધન્વંતરી
સજીવન કર્યા વિના ન કદી દીર્ઘ વિશ્રામ લે'

## ૧૪ અશ્રુદાન

સદૈવ બલ અર્પતા નવીન જીવ, આશા, પ્રભા,
હતા અધખુલેલ એ નયન આંસુ ઝાખાં જરી;
થઈ શ્રમિત પાંપણો નિરખતાં જ અંકી ટસે
ઊંચે ગરક ગ્લાનિમાં વદન સ્તબ્ધ ચિંતાભર્યું,
જુએ નયન ભેળવી અદબબધ બંધુ, ત્યહાં-
નમ્યો કર ધીમે, ફૂણો કર ગ્રહી, ગૂથી અંગુલિ.
હતી અગલ આજ બન્ધુકર દાબવાને હવે
નીચે ભગિનીનેત્રમાં ઉભયના ભળ્યા આંસુડા.

સમુદ્ર દુઃખનો ઉરે ઉભયનો વલોવાઇને
સર્યાં નયનકુપ્પીશી ઉભયના સુધાબિન્દુ એ;

ચડ્યું વિષ રગેરગે—લથડતા સ્વરે 'બ્હેન ઓ !'
વદ્યો; શરીર કંપતું, ઢળી પડ્યો, ગઈ ચેતના !
અચેતન બની રહી યમલગ્રન્થિ એ કુમળી !
ભળ્યા જીવનતંત્રીના સૂર અગમ્ય સંગીતમાં !



## દર્શન

• દ્રુતવિલંબિત

'પ્રકૃતિમંદિર ભવ્ય વિશાળ ત્યાં
મનુજધર્મ સનાતન ઊગતો,
હૃદયરંજન મૂર્તિ નિહાળતા
અચલ ભક્તિથકી મનુ પૂજતો;
  સુભગ દર્શન મૂર્તિતણાં કરે,
  મનુજ પામર ભવ્ય થઈ ફરે.

પ્રકૃતિપૂજન ધન્ય પળે કરી
હૃદયભાવ ભર્યાં અતિ નિર્મળા,
થઈ પ્રસન્ન નવું રૂપ એ ધરી,
જીવનમૂર્તિ બની મુજ એ ઈલા!
  અવનિવ્યોમ ઉરે રમતી ફરે,
  જીવન પુષ્પથકી મુજ પાંગરે.

રહી જ આશ પછી નવલા ભવે,
અગર તો તુજ જ્યોતિમાંહીં ભળું:
નવ ગમે રમવું અહીં એકલાં,
નયનથી ગઈ દૂર કયહીં ઈલા!

જીવનમા ફરી એ મૃદુ સોણુલાં
સુભગ દર્શ વિના નહિ ઊગશે,
અમર નિર્મળ જીવનની કળા
મુજ વિશે ન હવે પ્રગટાવશે?
ગત ઘડી ગઈ એ, ગયુ એ બધુ!
વિધિ! હજી કરવું કંઈ છે વધુ?"

(સૉનેટ)

ક્ષિતિજસાકળ ચોગમ છે જડી,
અવનિબંધન શી પગ શૃંખલા;
સમયકેદ વળી વિધિએ ઘડી,
અહીં થકી કયમ ઊડી શકુ ઇલા?

નવ દઉં ફૂલ કે ફૂલપાંખડી,
અચલ ભક્તિભર્યા મુજ એકલા
હૃદયથી દઉં અર્ધ્યતણી ઝડી,
યુગ રચે નવભક્તિતણી કલા.

થઇ જશે ક ની જીવન જે ઘડી
અહીં થકી ઊડી એ પ્રભુસોણુલા,
અમર દિવ્ય થશે પળ એ રૂડી;
અરર! બંધન તો અહીં કેટલાં!

સુભગ મૂર્તિ તું દર્શનથી ટળી,
દઉ હવે ઉરઠારક અંજલિ.

# શિખરિણી

શિખરિણી

ફરો જો પાછા તો, મરણુશિખરે ઓ શિખરિણી!
વધ્યા છો અર્ધે તો થઇ મરણિયા ઉન્નત ભણી!
ચઢી આવ્યા 'પંચાનન શિખર' તો એક વસમું,
ચઢી નક્કી છેલ્લુ ગુરુશિખર ને અંત હસવું.

ભલે ધીમેધીમે; ક્ષિતિજ લહરી સૌ વિકસતી,
વિશાળી પૃથ્વીની જલધિપગથારે સરકતી,
નિહાળી નાચતી ગગનઝરૂખે વાદળપરી,
ચલો ઊંચેઊંચે, અનિલ વિખરાતો ફરીફરી.

સરે સૌ સંસારી જગતભરનાં વ્યર્થ વલખાં
ઊંચે આકાશે ને હૃદય અવકાશે નવલખાં,
અનેરા ઊંડેરા ધ્વનિ ફક્ત જે ગૂઢ સરતાં
મળી સ્રષ્ટા ભેગા સભર જગની સન્ધિ રચતાં.

ઈલા! પૃથ્વીમાતા! તુજ શિખરખોળે, ઉદરમાં,
જવાં પોઢી યાચું સુખમય હિમાળી નિંદરમાં.



# કંચનજંઘા

• દ્રુતવિલંબિત

૧

પ્રકૃતિ ગોદ ત્યજી અવકાશની
તિમિરના થર સૌ અળગા કરે,
અવનિ લ્હાણ સુવર્ણ પ્રકાશની
લઈ સચેતન ત્યાં કૂદડી ફરે:

સહજ તેજ ખરે નભ મૉડથી,
કિલકિલાટ કરે વનપખીડાં;
મધુર ધૂપ ઊડે ફૂલછોડથી,
ચમકતા ત્યહીં ઝાકળબિન્દુડાં:

ઊઘડતાં પટ તારકથી ભર્યા,
સુભગ સુન્દર મ્હો ઊઘડે જયહાં;
તિમિર ધુમ્મસ ઝાકળ ઓસર્યાં,
પ્રકૃતિ નાટચવિધાન રચે ત્યહાં:

પલકમાં સરજે નવલી કલા,
વિમલ અતર વિશ્વતણી લીલા

૨

ઊઘડતું પરબ્રહ્મનું સોણલું
સમયના દૃઢ બંધનમાં ફરે;
જગતનું ટહુકે પરભાતિયું,
શબ્દ શ્વાસ નવેસરથી ધરે:

સકળ વિશ્વતણો બની શ્વાસ જે
અનિલ પ્રાણ રૂપે ધબકી રહે,
મધુર મન્જુલ એ રચી રાસ જે
અકળ કાળતણા ઉદરે ફરે:

ગહન મન્ત્ર હિમાલયશૃંગનો
અખિલ વિશ્વતણા અણુ અંતરે
દઇ, હિલોળ ઝીલી તરુવૃન્દનો
નીરવ બ્રહ્મ સજીવન એ કરે.

ઊકલતો મુજ જીવનસોણલો,
શબ્દ મંગળ હું સમરું ઈલા.

૩

પ્રથમ મંગલમૂર્તિ ઉષા હસે,
અવનિ વ્યોમ ચરાચર નાચતી;
અરુણ હેમકટોરી લઇ ધસે,
રજ સુવર્ણ દિગંત ઉજાળતી

મૃદુ ઉષા તણી દિવ્ય કરાંગુલિ
હજી અગોચર અંકુર છાંટતી,

પ્રકૃતિને બનવી નિજ ઢીંગલી
જીવનરેખ થકી શણગારતી:

સકળ મગળ એ નિજ રંગને
લઇ સુકોમળ ત્યાં ચીતરી રહે
ધવલ શુભ્ર હિમાલયશૃંગને;
સરિત રગતણી ગગને વહે:

કદી ઉષાતણી હું લઉં જો કલા,
સહજ હું ય ન શું કરું ઓ ઇલા!

૪

રમતિયાળ જતી કઈ વાદળી
રૂપલ દર્શન માટ ઠરી ઘડી,
સકળ વાદળ-સાગરમાં ભળી
દઈ રહે ફરી શીતળ છાંયડી:

શિવશિખા સમ શાંતસમાધિમાં
શિખર એક જુએ નવલી લીલા,
ચીતરતો રવિ વાદળમાળમા
ધવલ કંઠ ગૂંથ્યાં ફૂલ રગીલા:

સૂરજ રોષ વધે શરમાળ જે
વદન વાદળઘુમ્મટમાં લીએ,
અચળ ભવ્ય ઊભો શિવરૂપ જે
ગહન દર્શન કંચનજંઘ દે:

વિધિ મને કદી ઉગ્ર બની દમે,
રમતિયાળ ઇલા તુજથી શમે.

૫

પલકમાં ફરકે નભલોચન,
ધવલ શૃંગ સુમંગલ દીપિકા
પ્રકટતી સુરખી મનમોહન,
રજનીનાથતણી અભિસારિકા!

ગગનચંદરવો ચમકાવતી
નયનપંથ દિગંત શિખા તરે,
ગગન ભવ્ય દવે ભભકાવતી
રૂપલ શૃંગ હવે ભગવાં ધરે:

સમય મંદગતિ થઈ હાંકતો,
અવનિ વેગ ધરી કૂદડી ફરે,
દિવસ રાખ થઇ કજળી જતો,
ગગન ગોદમહીં પછી નિદરેઃ

તુજ ખભે પળ હુ જરી નિંદરુ
ભુખર કંચન દર્શન ના કરું.

૬

તિમિરપાલવ પાથરતી નિશા
ગગનઘુમ્મટમાં મઢી તારલા

ચમક ભવ્ય ભરે સઘળી દિશા
નચવતી વળી શ્યામલ આભલાં.

અવનિ મસ્તક કાજળરેખથી
અવનવા ચિતરામણ જો કરે,
પલકમાં વળી રૂપલમેખથી
ધવલ રૂપ અનન્ય બધાં ધરેઃ

શીતળ ચાંદલીઓ નભ ઊગતાં
ગહન-ભવ્ય સુકોમળ-ઓ!મૃદુ-
મૃદુલ શૃંગ અલૌકિક શોભતાં,
રૂપ મનોરમ એકલનુ વધુઃ

અજબ દર્શન કંચનજઘ ઓ!
દઉં ઈલા સહ અંતરવંદનો.

૭

મદભર્યાં રસળે નભ આભલાં,
ગહનઘોર બની ધરણીઉરે
તિમિરદુર્ગે રચી અતિ શ્યામલા
નિજ ભયાનક રૂપ ત્યહીં ભરેઃ

તિમિર દિવ્ય સમાધિ અનંતની
સરજતી અતિ ભવ્ય ભવિષ્યને,
જઈ ઊંડે નિજ આતમતતની
મનુજ પારખતો પરબ્રહ્મનેઃ

મરમ અંતરનો લહીને સહુ,
પરહરી વસમાં વિધિબંધનો,
શિવસરૂપ થવા તલસે બહુ,
અચલ યોગ ધરે શિવ શૃંગનો:

ઉભય આતમ શૃંગસમાધિમાં
અભય યોગ ધરી જઈએ ધીમા!

# પ્રાર્થના

· દ્રુતવિલંબિત ·

તિમિર ચોગમ આ ગિરિગહ્વરે,
અવનિઅંતર અગ્નિ ભર્યા ભૂંડા;
તિમિર ઘોર ભર્યા મુજ આ ઉરે,
અગનદાહ બળે હૃદયે ઊંડા.

નભપટે કદી વજ્ર નચાવતા
સકળ સૃષ્ટિતણા કરી કાટકા,
ફકત એક જ ઘોષ ગજાવતા
નહીં કરે ઉરના ક્યમ ત્રાટકા ?

ગગનમંડળને વીજથી ચિરે
ફડક વસ્ત્રતણું ગણીને કદી,
વીજકણી સરવી મુજ અંતરે
ક્યમ હરે ન વ્યથા વસમી બધી ?

અભય અંતરથી મુજને કરો
હૃદયમાં ભર્યું દુઃખ પ્રભો! હરો.



# સ્વપ્નું

• પૃથ્વી •

અહીં દિવસ તો કની ? પૃથિવિ સ્વપ્ન છે આ ઈલા !
ઊગત રવિ પૂર્વમાં—સકળ દેવસંભારણાં
ભરે પૃથિવિ સ્વપ્નમાં—વિવિધ રૂપ એનાં ઘણાં;
સુવર્ણમય ચિતરાય ત્યહીં સપ્તરંગી કલા.
ન હોય રચતો પછી જગતમોહની શૃંખલા !
કરે દિવસરાતનાં પૃથિવિ આંખમીંચામણાં,
અને જીવન સત્ય સ્વપ્ન સમ ભાસતાં આપણાં;
ખરે, પૃથિવિ સ્વપ્નમાં ઉભય આપણે સોણલાં.

ઊડી પલકમા જશે સકળ સ્વપ્ન સોહામણુ
અનંત ભવપાર જ્યાં જીવન આદિ છે આપણું.
ભલે પૃથિવિ સ્વપ્ન એ પલકમાં જતું રે ઊડીઃ
અહીં મુજ વિશે તને ભગિની ! ઠેરવું હું ઘડી
અને રહુ ઊભો સદા ય તુજ આત્મના તંતમાં,
નિરંતર ઊડે પછી જીવન-સોણલાં સંગમાં.

# કર્મણ્યે

પૃથ્વી



ફલે, નવ ફલે, તથાપિ કર કર્મ છે તાહરે
મનુષ્ય ! અધિકાર એ—કનકસૂત્ર એ સાંપડે.
કદાચન ભવિષ્યના અગમ કાલને કાંઠડે
શમે નવ શમે તથાપિ ઉરભેદનો આંતરો
જશે નહીં ટળી અને ઉરસબંધ જે છે ખરો
થશે, શ્રમિત જયાહરે ભવ-પ્રવાસના ચાકડે
વસે નહિ ઉરો ચ જર્જરિત દેહને પોપડે,
નિરજન થતાં થશે અમર બંધવાં બે ઉરો

અને ઉભય સન્ધિસિદ્ધ ઉર ઐકય આત્મા સજે
ત્યહીં નવ કહું તને—તું ય કહીશ ના—'આવજે',
ન કર્મ, દુઃખ કે કંઈ મનવિસામણા યે વળી
ન શોક ભય-જ્યાં જવું પરમ શક્તિમાં બે ભળી,
કદાચન ફલે ન વા-પટલ ચીરવા ભાવિના ?
ફલો : અમર આશમાં ભગિની ! એક આરાધના.



# ત્રિકાળ

દ્રુતવિલંબિત

દુઃખદ ભૂતતણો ભડકો કરી
કદી ય ના સમશાન ફરી જતો,
સકળ શ્યામલ સ્વપ્ન હવે ધરી
કર મશાલ લઈ ફર ઘૂમતો.
મરણના ભયને મૂળથી હરી
પડળ અંતરના સહુ છેદતો,
ભભૂકતી રણહાક થકી ભરી
ગગનમંડળ વીર ગજાવતો

અમર ભવ્ય ભવિષ્ય તું દોર ને
'નવયુગો રચવા કટિબદ્ધ થા,
સરજ નિર્મળ દિવ્ય પ્રકાશને
કદી ય થાય ન જે ભૂતની કથા
તુજ મહીં જીવવા નવચેતને
જગત સ્તબ્ધ બની નીરખે તને.



## સ્મારક

•પૃથ્વી•

લઉં ફૂલછડી? સુગંધીમય પાંખડી? કે ઘડી
શિલા શકલને અબોલ વદને ય વાચા દઉં?
વિરાટ નભમાળથી ચકચકંત તારા લઉં,
ધરુ ચરણમાં? પળેપળ રચું નવી દીવડી?
સહસ્રકિરણાવલિરચિત દીપતી રાખડી
થકી ગ્રથિત વિશ્વનાં પરમ પંચતત્ત્વો સહુ
તણા અચલ ચિત્રની જ સ્મૃતિ એક તારી ચહું;
કિયુ રચું કહે? અનંત યુગરાજથી યે વડી!

હતી રમતિયાળ તું—સરલ શાંત ગંગોદક—
સદા પતિતપાવની, કમલરેખ શી વિસ્તરી,

વહી ઘનગભીર નિત્ય મુજ જીવને નિર્ઝરી,
ઊડત જગતાતની અતિ વિશાળ કો કલ્પના
સમી, તુજ મસે કંઈ નવીન હુ રચું ભાવના ?
'ઇલા' શબ્દ એક એ જ નથી ભવ્ય શુ સ્મારક ?



# વદાય

પૃથ્વી

હજી ધૂમસમાળ આ તિમિરઘેર્યું ઘેરું ત્યહીં,
અને તિમિરમાં ય મેં કહીંક દીઠ ભૂતાવલિ,
પણે ઊગમણું થતાં ઉરપરોઢની કુમળી
ફૂટી ટશર રંગની—કપિલરંગી કેવી રહી !

અમૂલ્ય પળ એ ઇલા ! સકળ જો ઉકેલી રહી
વળ્યા વમળ જે દિલે, ધૂમસધૂપ સાથે ભળી
વહ્યા ગગનમાર્ગ ને સૂરજજ્યોતિ જ્યારે જળી;
હવે સતત ઘોળવાં સ્મરણ એહનાં શું અહીં ?

ફરી નવ વદીશ રે શબ્દ 'આવજે' એટલા,
રહ્યા છ સ્મરણે હજી પ્રથમ બોલ એ તાહરા,
સ્ફૂર્યા મુખથકી કુળા ફૂલસુગંધ જેવા મર્યા,
ઊંડા હૃદયમાં હજી મઘમઘે અહો કેટલા ?

વદાય ! સ્મૃતિબોલ જે, પ્રથમના ઉરે સઘરી
રહી ગુંજીશ એકલો નિત પ્રભાત આશાવરી.



# પ્રણામ

દ્રુતવિલંબિત

તિમિર અંતરમાં પથરાયલાં,
વીજલડી ફરકી ચમકી જરી,
પલકમાં દહવા ઉરમાં સરી,
અહહ ! તો ય તને પ્રણમું ઇલા !

ગહનભાર હિમાલય શી શિલા,
નયનપાંપણ આ નવ ઊઘડે,
હૃદય દુઃખભર્યું વસમું રડે,
અહહ ! તો ય તને પ્રણમું ઇલા !

ભવપ્રવાસ વિશે જવું એકલાં,
શ્વસન આ અહીં શાંત–અશાંતિથી.
જીવનને ઘસડે વિધિસારથી !
જીવન-અંત, પ્રણામ તને ઇલા !



# કાળરાત્રિ

· દ્રુતવિલમ્બિત ·

વિષમ મેલભરેલ નિશાચરો
પળપળે ડગલેડગલે ભમે;
વિહરતાં વદી જતરમતરો
નિજ ભયાનક રૂપ ધરી રમે.
તિમિરની ધરી બાહુક ઓઢણી,
અતિ ભયાનક કાળસ્વરૂપને
નીરખવા ભડકા કરી ડાકિણી
લઇ ભમે સઘળે નિજ ભૂતને.

દશ દિશા સમશાન સમી બળી
અવનિ વાદળ રાખ થકી ભરે;
વિષમ એ તિમિરે જગ ઓગળી
સકળ કાજળસાગરમાં તરે.
તિમિર સંહરવા લઇ આશિકા
ઉભય લે ધરીએ ઉરદીપિકા.



# પ્રલય

· દ્રુતવિલંબિત

થનગનાટ કરી નભતારલા
સરર નૃત્ય કરી તિમિરે સરે,
ઘૂઘવતાં ફૂદડી ફરી વાદળા
પ્રલય કાળ દિસે જગનો ખરે !

તણુખ-જાળ નભે વીજળી ગૂથે,
તિમિર ભસ્મ દશે દિશ જો ભરે,
ઉદધિછોળ ત્યહીં ઘૂમવા મથે,
પ્રકૃતિ તાંડવ શી ફરની ફરે

શિખર કોઠ ભયાનક ફૂટતા,
જગતનાં સહુ બંધન જો તૂટે,
અનિલ વહ્નિ સમા ગૂંગળાવતા:
હૃદયબંધન આપણ ના છૂટે.

પ્રલયઘૂટ ઈલા લઈઓ ગળી,
જઈ વિરાટ સ્વરૂપ વિશે ભળી.



# પ્રયાણ

દ્રુતવિલંબિત

ગગનમાં સળગે સગડી સદા
અવનિનાં ઉર આ મૃદુ ડામતી;
મુજ ઉરે સળગ્યાં સ્મરણો બધાં,
અનલલાહ્ય નિરંતર એ થતી.

મરણ તો ચૂસશે વિષ ડંખનું,
સ્મરણ-ડંખ રહે પછી ના જરીઃ
ફલક સંસ્મૃતિનું વણરંગનું,
સ્મરણ ધન્ય અધન્ય જશે ખરી.

ઉદય–અસ્તતણી ન પ્રદક્ષિણા !
પ્રલય માટ બધું જગ થાકશે,
હૃદયકંપ અહીં જ વિચક્ષણા,
ભય ન એ મુજને જરી યે કશે.

જીવનઅંત—પ્રયાણ હવે કરું,
ભગિની ! રૂપ હવે નવું હું ધરું.



## અવસાન

દ્રુતવિલંબિત

દિવસ નૃત્ય કરીકરી થાકતાં
રજની શ્યામલ પાલવ ઢાંકશે;
અવનિશાંતિ સુરમ્ય ઊડી જતાં
અકળ શાંતિ સનાતન લાધશે.

જીવન નૃત્ય કરીકરી થાકતાં
નિરવ શોક હવે ઉર ઠારશે,
સકળ સ્વપ્ન ભમે વિખરી જતાં
સ્મરણ એકલ એ સહુ બાળશે

જીવન લેખ ધરે અવસાનના,
ઉર અશાંત થઇ ધબકે ઘણું;
મરણની રહી અંતર ભાવના,
અવનિ પાર જવા અહીં હુ વણું

દિવસ થોભ ! જરી તુજ થાકમાં,
શ્રમિત હું ય ભણુ અહીં રાખમાં.



# વિસર્જન

શિખરિણી

પ્રભો ! છંકારી દે સકળ ગ્રહ, તારા, ઉદધિમાં,
અને સકેલી લે ઘડીકમહીં આ રાસ રમવા;
ચઢી ચોપાસે જો, પ્રલયપૂર વ્યાપે પલકમા,
ગ્રહી લેજે મારુ દગજલ, ખૂટ્યે શક્તિમહિમા !

ત્રૂટે ગેબી ગુહા, અનલ સરખા વિશ્વફરતા
ફરે ઝઝાવાતો. ફરીફરી બધુ યે જગ સીઝે,
ખૂટે એ વાયુ તો હૃદયભરમાં દાહ દવતા
નિઃશ્વાસામાંથી યે પ્રલયપૂર તો એક ગ્રહજે !

અને પ્હાડોના જો, વીજતણખથી કોઠ જ ફૂટે,
ઊના અગારાથી ગગનપટ વ્યાપે રજરજે,
પરંતુ વજ્રો શા દઢ વીજકડાકા કદી ખૂટે,
અરે આ હૈયાની ઉરધબક એકાદ ગ્રહજે !

નિસાસા, આંસુ ને ઉરધબક સર્વે મુજ વહી
થશે નક્કી દેવા ! તુજમય નવા સર્જનમહીં.

# સ્વતંત્રતા

ગુલબકી

સ્વતંત્રતા ! સ્વતંત્રતા ! રહો દિલે તું મૂર્તિમત !
દેશકાજ કીર્તિ, મોત મેળવી બજાવી ફર્જ
વીરપૂત જે ગયા, સ્મરુ સદા, રહેલ કર્જ
કરુ અદા, કૃપા કરી બતાવ એ જ સ્ફૂર્તિપથ !
જગાવ આત્મજ્યોત ને સદા ય રાખ એ જ્વલંત
મળો ફતેહતાજ વા મરુ થઇ જ વીર મર્દ
મુલ્કભક્ત, જગમસ્ત, ધર્મચુસ્ત—દેશદર્દ

હો દિલે, અગ ખાક-મિટ્ટીપાક-હો રહે તને સ્મરંત.
બંધુપ્રેમ, ભક્તિનૂર, રુદ્ર નૃત્યનુ ઝનૂન,
કર્મશૂર, ધર્મશૂર, વીરને ઉરે ધગત
દાઝ મસ્તી, શૌર્ય સૌ વહી રહો જ ખૂન ખૂન,
સત્ય જંગ, ધરી ઉમંગ, સૂવું ઘટે જ મૃત્યુઅંક,
સ્વતત્રતા ! સ્વતત્રતા ! મચી રહો જ એક ધૂન,
મૃત્યુની મઝા—મિઠાશ ભોગવીશ હુ અનત.

# ગુજરાત

પૃથ્વી

ભમો ભરતખંડમા સકળ ભોમ ખૂંદી વળી,
ધરાતલ ઘૂમો કયહીં નહિ મળે રૂડી ચોતરી
પ્રફુલ્લ કુસુમોતણી, વિવિધરંગ વસ્ત્રે ભરી,
સરોવર, તરુવરો, જળભરી નદીઓ ભળી
મહોદધિ લડાવતી નગરબદ્ધ કાંઠે ઢળી
પ્રદેશ પરદેશના સહુ થકી અહીં ગુર્જરી!
ભરી તુજ કુખે મનોરમ વિશાળ લીલોતરી
સદા હૃદય ઠારતી; અવર કો ન તું પે ભલી.

નહીં હિમસમાધિમાં શિખર નીંદરે, કે ખરે
ઉષા કમળની અહીં ધ્રુવપ્રદેશની લાલિમા
નથી, ઘણું નથી, પરતુ ગુજરાતના નામથી
સદા સળવળે દિલે ઝણુઝણે ઊંડા ભાવથી
સ્ફુરે અજબ ભક્તિની અચલ દીપરેખા, અરે
લીધો જનમ ને ગમે થવું જ રાખ આ ભૂમિમાં.

## અમર રહો ગાંધીજી

બાલક સાથે બાલક ગાંધી,
પિડિતનો તું પાલક ગાધી,
વેરઝેરસહારક ગાંધી,
દલિતનો ઉદ્ધારક ગાંધી.

પ્રેમબલે જીતનાર ગાધીજી,
કષ્ટ સહી હસનાર ગાધીજી,
સત્યાગ્રહના સાર ગાંધીજી,
નૂતન-યુગ-અવતાર ગાંધીજી.

ભારતભાગ્યવિધાયક ગાંધી,
સત્ય પથના નાયક ગાંધી,
સ્વતન્ત્રતાનો સૂરજ ગાંધી
પ્રગટાવ્યો તેં ઉન્નત ગાંધી!

ઝઝાવાતે સ્થિર ગાંધીજી,
અભયમૂર્તિ અતિધીર ગાંધીજી,
બહુજન વલ્લભવીર ગાધીજી,
જવાહીરમાં હીર ગાંધીજી.

લાખલાખ હો વંદન ગાધી,
અંતરનાં અભિનદન ગાધી,
ધન્ય અમે, ધનધન હે ગાંધી,
અમર રહો તુજ જીવન ગાધી!

# દેશબંધુ

પૃથ્વી

હતો ઊછળતો સમુદ્ર, ઘુઘવાટ ચૈતન્યનો
પ્રચંડ રૂપ ધારતો : પરમ આત્મશ્રદ્ધાતણી,
વળી વિનય, ત્યાગની, કસણીઓ રચીને કસી
સમુદ્ર નિજ રત્નને ખણીખણી તટે તારતો
અનન્ય હતું રત્ન એ. અહહ! કાળપજે પડ્યુ.
ભલે રતન એ ગયુ તદપિ રશ્મિ એનાં રમે
પ્રકાશમહીં સર્વદા : સુરભિ નષ્ટ થાયે નહીં
ઉરેઉર રમે છ હિંદ! અહીં પ્રાણ વાસન્તીના.

સપૂત તુજ એક એ જનનીકૂખ દીપાવતો
નિ:શસ્ત્ર રણવીર તો ય ઉર અસ્ત્ર જે પ્રેમનું,
અમોઘ હથિયાર એ ધરી રણે રહ્યો ઘૂમતો
અજીત ભડવીર શો, શ્રમ સહી શકયુ ના તનુ;
ત્રુટ્યો હૃદયતંતુ એ વિધિપ્રકોપથી જે ક્ષણે
ગણે સકળ રાષ્ટ્ર આ અમર ચિત્તરંજન! તને.

## શ્રી રમણલાલ વસંતલાલ દેસાઇના વનપ્રવેશ પ્રસંગે

પૃથ્વી

તમે ક્ષિતિજને ખૂંદી, ક્ષિતિજપાળથી કલ્પના
ઘુમાવી ગગને રચો નવલ સપ્તરંગી ધનુ;
કરી પગથી એ ચઢો, ધનુકમાનની ટોચથી
તુષારકણુની બની ધવલ શુભ્ર લજ્જા સમી
સુરમ્ય નભસોહિણી મૃદુલ નિર્મળી વાદળી
પરે વિજયસ્વાર થૈ, દિગદિગત ઘૂમી વળો.
મળો અવનવા રૂડા અનુભવો, નવા દર્શન,
અને ફલક સાંપડો ગહન વિશ્વલીલાતણું.

પછે અવતરો ઊંડે, અજબ ગેબની સૃષ્ટિને
કસી પરખતાં ઉરે, ફરીફરી વળી ગાળવી,
નવેસર થકી સદા નવરસે નકી ઢાળવી
અનન્ય વનમાં હજો પરમ આત્મનિમજ્જન,
ત્યહીં વિરલ શાંતિમાં કમળના રચ્યા આસને
બિરાજી સરજો નવી શુચિ સરસ્વતીની કૃતિ

# સ્વ. નરસિંહરાવ

રોળા

બાવન વર્ણ વિલાસ ખેલ ખેલદો દલપત,
ધીર વીર ગમ્ભીર ઘુઘવતો સાગર નર્મદ,
નવલ પરીક્ષક ગ્રંથદોષગુણને દેખંતો,
સહુનો વારસ ખરો અધિક સહુથી શોભતો.

ચન્દાઘેલો બની ભમ્યો તું આભઅટારી,
પ્રકૃતિતત્ત્વની નૃત્યલીલા તેં પેખી સારી,
જીવન મૃત્યુ તણે રમકડે રમતાંરમતાં
તેં ગાયાં તુજ ગીત કરુણરસથી ઓપંતાં.

ન્હાસે માનવ ડરી દુઃખથી ત્રાસીત્રાસી,
જંગ મચાવ્યો ખરો આત્મનિષ્ઠા તુજ સાચી.
વિજયગૌરવે અડગ ભર્યાં ડગ છેલ્લાં જ્યારે
માનવતાનુ તેજ રહ્યો'તો નીરખી ત્યારે.

જીરવશે ગુજરાત જ્ઞાનવિદ્યારસ પૂરો,
થશે પ્રગટ તુજ ખરા વારસો જીવનવીરો.

આ કવિતા કોની ? શ્રી જીતુભાઈ મહેતા, શ્રી ભાનુશંકર વ્યાસ, શ્રી જ્યોતીન્દ્ર દવે વગેરે મિત્રો 'રાજ્યદ્વારે સ્મશાને ચ યઃ તિષ્ઠિત સ બાંધવ'ના સૂત્ર પ્રમાણે કેટલીક એટની કે કટોકટીની ઘડીએ પણ સાથે ઊભા રહેતા—રહે છે શ્રી બેટાઈ અને શ્રી ભાનુશંકર જુનિયરમા, હુ સીનિયરમા, સ્વ નરસિંહરાવના શિષ્યો એમનો સ્મારક અંક કાઢવા સમયે મિત્રોએ મારી ઉમરને તેમ જ પહેલા વિદ્યાર્થીપણાને માન આપી મારું જ કાવ્ય પહેલુ છાપવા નક્કી કર્યું હુ ગભરાયો, અને શ્રી ભાનુશંકરે લાજ રાખી દીધી, પોતે જ લખીને ધન્ય છે એમને. એવું મેં પણ ઘણીવાર ઉપર્યુક્ત મિત્રોની વ્હારે ધાઈ કર્યું છે પણ તે વિશે તો એ બન્ધુઓ જ ઇશારો કરી શકે, હુ નહિ —ચં૦

# બારડોલી

રોળા

ગમે મને ગુજરાત· ઘૂમતી ગુણિયલ નારી
ગાતી ગરબે ગીત, રસીલી વિધવિધ ભાતે,
સુંદર ડુંગર ગીર — શૂર સોરઠની વાતે,
તાપી,રેવાનીર, યોગતપોધનવારિ
પેલી પાટણતીર વહે જો નદી કુમારી.
વાતી માર્દવ જેમ ભરી લહરી, ને રાતે
ચાંદલીઓ ચમકાવી કરે વધુ નિર્મળ જાતે
મોંઘી ઓ ગુજરાત! ઠીક તું મુજને પ્યારી.

નમુ તને ગુજરાત! આજ નવેસર, તુંથી
ગરવી ભારતમાત—બોલ સરતા હુંથી,
પુણ્યધામ જે એક નવા યુગની પરભાતે
માંડી રહ્યુ સતયુદ્ધ ટેક અડગ જે ઝાલી.
'જયોજયો ઓ માત' સત્ય ધામે ગુજરાતે
છે તું ધન્ય પ્રદેશ–એ માટ જ અદકી વ્હાલી.

# મેહફિલની પૂર્તિ

અધવચિયાઓને

પૃથ્વી

ઊભી નિજ કપૂત પાસ હૃદદુઃખી માતા ભૂખી:
અસંખ્ય જખમો દિલે, જખમ ઢાંકવા ચીથરાં
મળે ન ત્યહીં અંગલાજ સચવાય ક્યાંથી જરા!
દુણાયલ અધોમુખી પરવશે બનેલી દુઃખી,
અરે દડદડે ન આંસુ જરી એક આંસુલુખી!
નહીં સહજ ઓળખે પરમ દેશદ્રોહી પુરા
કપૂત નિજ માતને, નજરથી ન નામે જરા;
ગયા, જુલમગાર ઘોર, ઘર ખોઈ થાવા સુખી!
અને થથરતા કરે, દુઃખદ વેદનાથી ભરી
ગણે વચનભંગ સર્વ નિજ દેશદ્રોહીતણા
ઉછેર નિજ ગોદનો, સમરતી કપૂતો ઘણા
કછોરૂ કદી થાય હોય ગણી એમ પાછા ફરીઃ
પણે પરવશે પડેલ પદ ચાટનારા સુખે
જુઓ, શરમમૂઢ સૌ, મરણછાય માતામુખે.

['ટુ ધ ગૉડરેટ્સ' નામે સ્વિનબર્ને ૬૦ વર્ષ પહેલાના ઈટાલિયન અધવચિયાઓને ઉદ્દેશીને લખેલુ એક સૉનેટ છાપામા પ્રગટ થએલુ તે ઉપરથી આ.-ચ૦]

# પૃથ્વી

પૃથ્વી

સમાધિમય શૃંગથી, જટિલ વારિવટોળથી
અને કડકડાટથી,—ગગન વીજળી વેદના
વિરાટ પડછંદ મેઘનભ ભેદતી ગર્જના—
પછાડ ઘુઘવાટથી, જલપ્રપાત અંઘોળથી
શિલા ત્રુટિત કાગરા–નવીન ભોમ રંગોળથી
મહાભીષણ કોપજ્વાલતણી તીવ્ર સવેદના
પછી ખળખળે નદીજલ પયોધિમા નિત્યના
સુખે ગિરિવરે જતા સૂરજવાસુ ઢંઢોળથી

અને કુદરતે જ તેમ વળી માનવીજીવને
અનત ઘટમાળ એમ રસયુદ્ધની, ક્રોધ ને
ભયાનક કરુણ રૌદ્ર શુચિ પ્રેમ ને વીરના
પછી પરમ એક શાન્ત રસ ઊર્મિ સ્થાયી થતાં
અનંત યુગથી વહે જીવનકાવ્યમાં યે રસે
વિલંબિત ગતિ સ્ફુરે, સતત એક પૃથ્વી વિષે

# પગરખું

પૃથ્વી

તું યે અતલગી થઇ અજણ ખૂબ છેસ્તો વળી:
કહે પગરખાંતણી વરસમાં ખરીદી ઘણી
કરી ઉભય સાથ જોડ કઇ કેટલી આપણી
અને પવનપાવડી જીવનમાં ન જાણે મળી
ગણી કયહીં કયહીં ભમ્યો કયહીં કયહીં ઊડ્યો, એકલી
તું તો ઘર વિશે રહી ઊજવતી રૂડી પર્વણી.
પરંતુ વિધિને રૂચ્યુ, કલહમાહિ દીધા ,વણી!
અને ઉરરખી જતાં પગરખાં ગયાં યે ટળી.

અને પગરખા વિના વિધિક્રમે ભમ્યો એકલો;
મળે અવનવા કદી નવલખા પ્રસગો રૂડા,
પરંતુ રસહીન સૌ જીવનમાં દીસે રે કુડા
અચાનક મળ્યુ ફરી જીવનરત્ન તું માહરુ
અચાનક જ આજ મેં મન કરી લીધાં ચંપલો
સટેસટ નથી ? નિહાળ, વિધિ શુ થયુ પાંસરું?

## ટેલિફોન

પૃથ્વી

ટણિંગ ટણુકારથી ટણુટણે પણે ગોખલે
પડ્યુ વીજળીયંત્ર તે ઝપડભેર કાને ધરી
સુણુ મૃદુલ લાડનામ મુજ જે રહે ઉચ્ચરી,
ત્યહીં અચળ ચિત્તથી કથન માહરુ સાભળે,
થતું નિકટનુ ગણાય દૂરનુ બધુ, તે પળે
સુકોમળ સૂરે વદે રમકડુ, ભલી વૈખરી
સચેતન પ્રવાહમાંહીં ઉરઊર્મિ ભેગી ફરી
મનોબળ થકી કરે હૃદયયંત્રની આપ લે.

હવે ટણુટણે નહીં વીજળીયંત્રની ઘટડી,
અને ઝણુઝણે નહીં હૃદય એ સુણી, તે છતાં
ધરું કરમહીં હજી, મુખથકી કરું ગોઠડી.
અને અણુગ્રહેલ પૂર્વ ભણુકાર શોધી દઉં
જૂનાં સ્મરણુ ઉત્તરો મુજ સવાલના નિત્ય હું
તુટેલ વીજદોર તેમ ઉરતંતુએ ત્રટતાં

# દરિયાથી ડુંગર

ચોપાઈ

દરિયાથી ડુંગર પર જાય
કેડી, ત્યાં નાનકડી થાય;
તરુવરો ત્યાં ઢાળે છાંય,
ને ઠંડો વાયુ લ્હેરાય.

ખરી પડી ત્યાં ફૂલ કરમાય,
ક્યાંક સૂરજની આવે લ્હાય;
વાદળીઓ નવરાવી જાય,
ચાંદરણાંયે ત્યાં પથરાય.

દરિયાથી ડુંગરને શિર,
કેડી ઉપર જાય અધીર;
સંગાથે ડગ ભરતાં જાય
પગલીથી કેડી લ્હેકાય,
વાયુ ત્યાં મીઠો મ્હેંકાય,
ને કરમાતાં ફૂલ હરખાય

એ કેડીની આણી પાર
બેસી બે જુએ પગથાર,
ફફડે ત્યાં વાયુના હોઠ,
ખોલે ત્યાં હૈયાની ગોઠ!

(૨)

દરિયાથી ડુંગર પર જાય,
ડુંગર પગથી રોજ ખુંદાય,

ડુંગરની પગથીનાં ફૂલ,
પગથીએ મેદિની ઝૂલ,
સહુ મળી નાખે નિઃશ્વાસ,
અને ભળે દરિયાનો શ્વાસ.

દરિયાથી ડુંગર પર નહીં
હવે જતી એ પગલી ત્યહીં,
પગથીનાં એ કોમળ ફૂલ,
કરમાયાં દીસે અણમૂલ.
દરિયાથી ડુંગર પર, હાય!
કોણ હવે એકલડો જાય?

## કાળરાત્રિ

એક દિવસ ઉજિયારો હતો,
સમય આંહીં બલિહારો હતો
કવિજનપૂજન
કુંજનિકુંજે પંખીગુંજન
મન હરનારાં કોકિલકૂજન
મનુકુલ અંતર સુંદર ભરતી
વસંતની લ્હેરે છલકંતી
વર્ષાથી ધરતી રસવંતી
—એક દિવસ....
સમય આંહીં ...

ફૂલ ફોરતાં નંદનવનથી,
ઔષધિસંચિત વનરાવનથી,
તપસ્વીઓના તાપસવનથી,
દહીં દૂધ ને મધ માખણથી,
પ્રીતપ્રણયના મ્હેરામણથી
—એક દિવસ ..
સમય આંહીં....

થનનન થનનન નર્તક નાચે,
મોર બપૈયા નિશદિન રાચે,
મેઘ ગગનઅંબર પર ગાજે,
લાજે વીજ ચકોરી,
સરી જતી એ નભમાં ગોરી,

કરી બલજોરી, વ્યોમ વિછોરી, પડી ધરતી નહીં સળગાવે,
કુદરત માનવની રખવાળી બની કૃપા નિત વરસાવે;
શિવશોધનમાં માનવ સુખીઓ યોગબલે જીવ બહલાવે,
પ્રકૃતિને પૌરુષથી જીતી નવલ સૃષ્ટિને સરજાવે;
ગૂઢ સાર સૌ સત્યતણા વળી અતરજ્યોતથકી પાવે,
પરમાનંદે મંગલ ગાવે, જ્ઞાનદીવડો પ્રગટાવે,
જ્યોત થકી યુગ ઝલકાવે
—એક દિવસ ....
સમય આંહીં ...

[૨]

કાળ આંખડી ફરકાવે,
ચોઘડિયુ વસમું આવે,

પ્રભાતની ફેરી ફરતાં રવિ સુવર્ણથી ધરતી ભરતો,
મોતનથાળ ભરી રત્નાકર પૂનમને દિન ઊછળતો,
ચન્દ્ર હવે ક્ષય પ્રસરાવે,
રવિ વિના જળ તરસાવે,
મલયાનિલ મળે નહિ હાવાં પ્રલયતણા વાયુ વાતા,
કાળતણા વિકરાળ હથોડા ઘણુણુણુ ઘણુણુણુ અફળાતા,
દશે દિશામાં જોબન હરતી મોહક માયા પસરાવે,
ધરતી સુંદર રમ્ય રસાળી રસકસ ત્યાં સહુ કરમાવે;

ચોઘડિયુ વસમું આવે,
કાળ આંખડી ફરકાવે.

[૩]

નેહ મળે નહીં નેનનમેં,
બલ નહીં બોલે અંગનમેં,
જીભ જીવ સબ બધનમેં,
દુઃખ હાય ભરી હૃદયોમેં ને મુખથકી સરતી જ્યોતિ,
આશ ગઇ ધનરાશ વહી, રહી લાશ હવે વસમું જોતી;
લોહી ચૂસતો આંગણુ ઊભો માંગણુ ખપ્પર ખખડાવે,
કલા ગઇ કૌશલ્ય ગયુ, સહુ શલ્ય બની ઉર ફફડાવે,
ચોઘડિયુ વસમુ આવે,
કાળ આંખડી ફરકાવે.

[૪]

હુ વિકરાળ! હુ વિકરાળ!
વસમો કરાળ કાળ!

સુવર્ણની અહીં નદીઓ સરતી,
ધરતી અઢળક ધાન્ય ઉછરતી,
જીવન જોબનની અહીં ભરતી,
ગળે લળે મધલાળ,
રાક્ષસ હું વિકરાળ,
કાળો કરાળ કાળ,
હું વિકરાળ! હુ વિકરાળ!

સુખશાંતિ ચોગમ પથરાયાં,
હિરણ્યનાં તોરણુ બંધાયાં,
ભોમગર્ભમાં રત્ન છુપાયાં,

ધરતી રમ્ય વિશાળ,
રાક્ષસ હું વિકરાળ,
હું વિકરાળ! હું વિકરાળ!

આવ્યો કાળ કરાળ,
ઊની આગ વરાળ!
સરપદંશથી ધ્વસ્ત થતી ધરતીની સભરસ કાયા,
અગઅગ પથરાતી વસમી વિષમય શ્યામલ છાયા;
નાગચૂડથી વીંટળાતી,
કપટભારથી અકળાતી,
સાપ ભરાયા ચોગરદમથી ઉભરાયા વળી કૈંક કણા,
ઉંદરદરથી જોર કરી વળી ફૂટી રહી જીવલેણ ફણા;
ચંડમૂડ થકી પરચંડો,
ભોમપરે ભારી પગદંડો,
રૂવે રૂવે હુંકાર,
ચોગમ હાહાકાર,
મયદાનવથી મદમાતો,
રક્તબીજથી ચઢિયાતો,
આવ્યો કાળ કરાળ,
આવ્યો કાળ કરાળ,
હું વિકરાળ! હું વિકરાળ!

[૫]

કાળ રાતડી સળગાવે,
દીપાવલી બળતી લાવે.

કાળ દીવાળી સાથ મળી એ પ્રગટાવે વસમી હોળી,
ભોમ બિચારી ગોઝારીને પલકમહીં નાખે ફોલી.

દુઃખિયારી ધરતી પૂછે,
કોઈ નહીં આંસુ લૂછે ?

"આભઅટારી તારલિયાથી તેં દીધી નિત પ્રગટાવી,
નવઘરની તેં જ્યોત જલાવી, વિશ્વ દીધું વળી ઝળકાવી.

આવી અહીં તું!
ભૂલી પડી શું ?

લાવે અહીં તું દુઃખની રામણુ,
હાય હાય ને હાય વિમાસણુ.
મુખડા પર નહીં જ્યોત કશી,
નથી શકાતું રહેજ હસી,

જ્યોત ન લાવી કાળ સમી તું આવી અહીં ભડકાવે,
વરસ વરસથી આંહીં આવે, પણુ વ્યર્થ બધું આવે જાવે.

કાળ રાતડી ફરકાવે
દીપાવલી બળતી લાવે.

[૬]

હું નારી:
આજ બની છું દુ:ખિયારી,
એક વખતની વીર નારી.

પતિ સંગ વિહરનારી,
રાજકાજ હું કરનારી,
કાર્ય ભગીરથ ધરનારી;

તારકમંડળ વસનારી,
જ્યોત અનંતર ધરનારી.

હું નારીઃ
પિયુ સંગ રસફાગન મ્હાલી,
કેસરિયા કીધ અસિ કર ઝાલી,

લાજ રખાવન સતીનારની અગનજ્વાલ હસતી ચાલી;
ધર્મ કર્મની રખવાલી,
શક્તિ સ્વરૂપે રણચડી હું અશુભને સંહરનારી.

જોગન બન હિમાચલ ચાલી,
હિમશિખરથી ધરતી આલી

કુળઉદ્ધારન નદી જળ રૂપે સાગરમાં હું ભળનારી.

વિષપાન અમૃત કરી પીધાં,
દેવત્રયીને બાળક કીધાં,
સતીત્વથી દાનવગણ બીધા;

યમદૂતને પાછા વાળ્યા,
મરુભોમમાં જલ વરસાવ્યાં,
નિર્બળનાં સંકટ મેં ટાળ્યાં,

સમરભોમમાં પતિ સગ હું રચી ચિતા પર બળનારી,

હું નારી.

[૭]

હું નારી·

હવે નથી હું એ નારી,
આજ બની છુ પર નારી,
નહી રહી હાવાં મારી,
જોબનની ગઈ બલિહારી,
જીવનથી ગઈ પરવારી,
ગઇ હવે હુથી હારી.

હું નારીઃ

નહિ સુણે કોઈ કિકિયારી,
જીવવિહોણી ચિચિયારી,
હીન બની છુ દુ·ખિયારી.

હું નારી·

અતિ ભુખિયારી,
નહીં ગમે કોઈ સહિયારી,
નહિ હોંસ ઉરે,
જખમ ઊંડા પર ઝેર ભરે,
ચંચરે થથરે જીભ ના ઊચરે,
મરતી ડરતી ધરતી પર વસ્ત્ર વિના ફરતી,

ચીથરેહાલ બની બેહાલ,
કુંકુમ કાય બની કગાલ,
સૌભાગ્ય ગયું, ચૈતન્યવિહોણી નિસ્તેજ દિસે કદરૂપુ ભાલ;
નિર્બળ દુર્બળ,ગયુ અંતરબળ,
રવિ વિના દિવસ કારી,
જ્ઞાન ગયુ સન્માન ગયું
રસપાન હવે નહીં પાનારી,
હું નારી,
હવે નથી હું એ નારી.

[૮]

આંધી ચઢી ઘનઘોર ચોગરદમ,
માનવજીવન ઘેરાં થતાં હરદમ,

મેઘ કડાકે વજ્ર વછૂટે,
વીજઝપાટે શૃંગો ત્રૂટે,
દાવાનળથી કોઠ જ ફૂટે,
નદીજળે નિર્મળ જળ ખૂટે,
ભોયગર્ભથી વહ્નિ ઊઠે,
આથી અધિક શું ભાયગ રૂઠે?
હીર બધું યે હરનારી,
રસાતલ સૌ કરનારી,
ખપ્પરમાં વળી ભરનારી,

આવી આવી
આંધી ચઢી ઘનઘોર ચોગરદમ.

વન ખડાયા
ભર્યાં સરોવરજળ સુકાયાં,
ધાન્યતણા ભંડાર લુટાયા,
છટાભર્યાં તરુછત્ર ઊભાં તે ઊખડી ધરતી પટકાયાં,
મદગળતા ગજરાજ સમાં જૂથ વાદળાનાં વિખરાયાં.

લીલોછમ હરિયાળો થાળ,
વસંતનો મ્હેકંતો ફાલ,
પૃથ્વીને પટ કરમાયો એ આજ દિસે કંગાલ
ચિતા પથારી અવનિ ઉપર વણવહ્નિ વહ્નિની ઝાળ.
આડા ખાડા ભોંય ચિરાડા, ડામ દીધા ધરતીની કાયા,
વાવકૂવાનાં ધરતીનાં મુખ નીર વિહોણાં વિકસાયાં.

જીવ જીરવવા જીવડાને કોઈ જંતુ તણી નહિ મળે ફરાળ,
ફેરફુદરડી ફરતી ચાલે ચોગમ ઊડતી ધૂળ વરાળ,
અણુએ અણુએ ભેળાં થઈને રૂપ ધર્યું ધગધગતી રાળ,
દશે દિશામા ખાઉંખાઉં શો પથરાતો ભરખે દુષ્કાળ,

ઉલ્કાપાત થકી ભારી,
સર્વ નિકંદન કરનારી,
કાળ ચક્રમાં દળનારી,
આવી . . . . . આવી . . . . .

[૯]

પડછાયા છાયા,
પડછાયા છાયા,
વધતાં દાનવની માયા
પડછાયા છાયા.

કાજળઘોળ્યા આભ ઉપરથી વાદળ ભોમ છવાયાં,
પ્રલયકાળનાં વિષનીંગળતાં અંધારાં વિંટળાયાં,
માનવના જીવન અંતરપર થર પર થર પથરાયા,
સર્વનાશ સૂચવતા કાળા પડછાયા છાયા,
પડછાયા છાયા.

ફૂલ કરમાયાં,
સુંદર વન વિખરાયાં,
ઊડી આવતાં ઊડવા જાતાં
પંખીડાં પછડાયાં,
ભોંય પડ્યા માનવના ઢગ પર
શબ પર શબ ખડકાયાં,
વડવાનલના વાવર વાયા,
વિસ્તરતી ભૂંડી મંમાયા,
જાય કજળતી માનવકાયા,
વમ્મા પડછાયા છાયા.

જટિલ ઝઝાવાત,
પ્રચંડ ઉલ્કાપાત,
વાવટોળ ઝાકમઝોળ,
દિસે ચોગમ કાગારોળ.

કોનાં પાપ?
ફળે શુ પાપ!
કૈંક થયા ઉત્પાત,
અણુથકી ઉત્પન્ન વિરાટ.
ધોમ ધખતા વધતા તાપ,
અતરમાં બળતા સંતાપ,
હીર ગયુ વળી હામ ગઈ,
અંતરજ્યોત વિલીન થઈ,
પ્રાણ ગયા, નિશ્ચેતન કેવળ કાય રહી
જીવ જતાં સહુ અકળાયા
પડછાયા પથરાયા.

[૧૦]

હૃદયતણા અટક્યા ધબકાર,
જીભ વળી ગઈ, શેષ વળે બહુ શમી ગયા એના લલકાર,
ચોગમ એ દિસે સુનકાર,
જીવ જતાં જડ અંગ બનીને લોહી ફરે નહિ ક્યાંય લગાર.
ભૂતપ્રેતના ભયભણકાર,
ખડખડ હાસ્યતણા પડકાર,
હડ્ડીમાં ભૂંડા ઝબકાર,
ભોંય પડી ખપ્પર અલગાર,
અજવાળે અન્ધાર લગાર,
કાળ ખડો માનવની છાતી હાડપિંજરો ખખડાવે,
નદનવનનો નિર્જીવ વગડો તાંડવથી એ ભડકાવે.

કળિ કાળની બલિહારી,
પુણ્ય ગયાં સૌ પરવારી,
ભોંય ભરી દુર્ગંધી લાશ,
સર્જનહાર થયા નિરાશ,
પ્રેતોનાં પૈશાચી હાસ,
મૃત્યુ હવે પણ પામે ત્રાસ,
શરમ થકી કજળ્યુ આકાશ.

કાજળથી કજિયાળી કાળી અણુકણોને અકળાવે,
નિશા ભયાનક,
દશા વિનાશક,
દશા દિસે નહિ, જીવ વસે નહિ, વજ્ર હૃદયને પિગળાવે,
નહિ નિશ્વાસ, શ્વાસોચ્છ્વાસ, ચોગરદમ છે સત્યાનાશ,
નિર્જન દિસે સર્વ નિવાસ, વિનાશ છાયો ચારે પાસ,

પડછાયા છાયા–
પડછાયા છાયા

# એક ડાયરો

*ઝાંઝ-કરતાલ, ઢોલક-મંજીરા વગેરે સંગીતવાદનના સૂરોથી આ રૂપક શરૂ થાય છે*
*એનો ધ્વનિ આછો થતાં*

પુરુષસંઘ : એ જામ્યો છે ડાયરો,
ને સૂતો છે વાયરો, એ...એ (૨)
અને રૂડી છે રાતડી
હેજી માંડોને વાતડી જી.

એક જણ : એ... સામે સાગર ઘૂઘવે, દિગન્તમાં પથરાય,
એને ખૂંદનારાતણી કથા કહો કવિરાય.

કવિ : એક શહેર, ને ત્યાં લીલા લ્હેર
એનું નામ સૂરત; એક વખત તો સોનાની મૂરત
અને પાસે ભીમપોર ગામ
ભાઇ એ તો ખારવા લોકનું ધામ.
ત્યાં દરિયો ખેડનારા વસે સાલસ,
આડીકોર, અલમસ્ત, ભગવાનના માણસ;
ગરીબના બેરુ, માથે અલ્લા બેલી,
ખેલે આલબેલ,
ખેલે મરણખેલ,
સ્વભાવના ઠરેલ,
દયાના ભરેલ,
કરે સાગરની સ્હેલ, સાહસમાં પહેલ,
દુનિયાના ટંડેલ,
એવા મોતને ઘોળી પીધેલ
ખારવા વસે શરીરના કસેલ, ભાઈ!

અવાજો : વાહ કવિ !
વાહ વાહ !

કવિ : એ. . . આ છે ભીમપોર,
અને દરિયાલાલ છે આણીકોર,
સામે એક બેટના દેખાય કિનારા,
એનુ નામ છે હજીરા.... ...
આ ભીમપોરમા નવરાતર આવી છે,
અને ખારવા લોકે રંગત જમાવી છે
હાથમાં મોરપીંછ ઝળકે છે,
કેડે ઘમ્મર ઘૂઘરા ઘમકે છે,
ગળે ગલગોટાનો ભભકો છે,
અને ફેર ફરતાં શું અગનો લટકો છે !
આ સાભળો ઘૂમતા ઘેરિયાનું ગીત,
જાણે સાગરમાથી ઘોળેલુ નવનીત !

ઘેરિયા : એક વાર, એક વાર, એક વાર;
એક વાર ઘોઘા જાજો રે ઘેરિયાઃ
ડહોળવા દરિયાલાલ
ઘેરિયા ભીમપોરિયા.
. એક વાર૦

હે એક વાર ઘૂઘરા લાવજો રે ઘેરિયાઃ
ઘોળવા દરિયાલાલ
ઘેરિયા ભીમપોરિયા.
. . . એક વાર૦

હે એક વાર દરિયો ખૂંદો રે ઘેરિયા
બાધવા દરિયાલાલ
ઘેરિયા ભીમપોરિયા
.. એક વાર૦

હે દરિયાને મોખરે ઘૂમેરે ઘેરિયા
ઘેરયા દરિયાલાલ
ઘેરિયા ભીમપોરિયા.
...એક વાર૦

એક વાર, એક વાર, એક વાર.

કવિ. એવું ભીમપોરિયુ ગામ
એમાં એક ખારવો વસે .. નામે અભરામ.
સામે એક બેટ દેખાય
ત્યાં સાગરની લ્હેરો લ્હેરાય.
એમાં રહે છે એક પદમણી—
દેખતાં લાગે જાણે હીરાની કણી.
એનુ નામ છે મોતનકુવરી
જાણે આસમાનની પરી
અભરામ તરતોતરતો રોજ જાય છે એને મળવા.
એને મળે છે, એને પરણે છે અને ...
દરિયો દળવા જાય છે.
એ અભરામ ટંડેલ તે કેવો?
કે જેનો જોટો મળે ન એવો!

સમૂહગાનઃ જેણે કીધા છે અમ્મર કામ એવો મરજીવો,
જેણે દીધા છે દરિયે ડામ એવો મરજીવો;

જેણે ચાતે સાગરને પાળ  એવો મરજીવો
બાંધી બેઠો બની રખવાળ ,,
જેણે વીંધ્યા સાગરના ગાભ ,
જેણે વીંધી ગજાવ્યાં આભ ,,
જેણે આણ્યા અનોખા રતન ,,
જેણે આણી ઉજાળ્યા વતન ,,
એવો સાગર સાવજ અભરામ, ,,
એની કીરત ગામેગામ .,

કવિ : ભીમપોર સામે હજીરાની દીવાદાંડી.
અહીંઆ પેલો બેટ
અને ત્યાં એક નાની વાડી
અહીં રહે મોતન
સૂરજદાદો કરે એનું જતન.
બેટને કિન રેકિનારે રોજ મોતન ફરે
એને જોવા માછલીઓ રોજ મોતી લાવી એને ચરણે ધરે.
મોતન ફરતાફરતાં રોજ ગીતો ગાય
જરા ધ્યાન આપીએ તો
આપણાથી યે સંભળાય:

મોતન : પાદડી શી હોડી રે હો
પાદડી શી હોડી.
જળમા તરવા છોડી રે હો
પાંદડી શી હોડી.
તણખલાનુ હલેસુ  ને રેશમની છે દોરી,
પવનનુ પારેવુ હુ તો, મારો મારગ ધોરી.
પાદડી શી હોડી.

ચાંદરણાનું પાથરણું ને એમાં ટપકી તારા,
શાંતિને સળકાવે મારા હૈયાના ધબકારા.
પાંદડી શી હોડી

એક જણ  એ વારિ વાદળ ને વાયરો, વહ્યા જાય વિદેશ,
પાછા એ કદી ના વળે, ગિયો પિયુ પરદેશ.

કવિ : એમ અભરામ મરજીવો જેનુ નામ.
એ ઊગમણો ભાણ
ઊપડ્યો લઈને વ્હાણ
મોતન જઈ શકે એમ નથ્થ
એટલે ઊપડ્યો એ એકલો પથ.
અને અહીં મોતન એકલી રીબાય,
દિલની વાતું તે કેમ કહેવાય ?

મોતન : પાતળિયો પરણીને પરદેશ સાંચરે,
દિલનાં દુ:ખડાં તે ક્યાં જઈને ઠાલવું ?
ચંદનની મઘમઘતી હોડી લાગરે,
આંખડીઓ ખોળીને હાવા ભાળવું
પાતળીયો૦

ધીમે રે ધીમેથી હોડી ઊપડી,
કોણે રે મ્હેકંતી આવી શેં ઘડી ?
તરવરતી એ તરતી આવી જાય જો
હૈયાનો ચીરાડો કેમ ખમાય જો.
પાતળિયો૦

કવિ : આમ રોજ મોતન ગાય છે
હૈયે શોક છવાય છે.

કોઇ કોઇ વાવડ લાવે છે
ને કોઇ સદ્દેશા કહાવે છે.
પણ એક દિ' તો સાગરરાણા રોષે ભરાણા
અને એમાં મોતના કારમા સૂર સભળાણા

મોતન: આરે ! કેવો આ ઘોર અન્ધાર
મને વ્હેલો આવી તું ઉગાર.
સોણલુ મારુ વીજળીવેગી, પહોંચે નહિ પરદેશ,
આટલે આઘે ચાલી જતાં તને આવી દયા નવ લેશઃ
ઓ રે૦
પંખી પોઢે, સાગર ઘોડા વ્હેતા થંભી જાય;
સૂરજ ડૂબ્યો, ડૂબે જીવન, દુઃખ હવે ન ખમાયઃ
ઓ રે૦
સોણલા પાંખે ચોડી આંખો ઊડી શકુ દશ દિશ,
પાંખ ને આંખ વિના હવે હું કયમ કરીને જીવીશ;
ઓ રે૦

એક જણ: અધારાં જગ વીંટળે, ઊછળે સાગર નીર,
દીસે ડુંગરા ડોલતા, થથ્રરે ઉર શરીર.
બીજો: ઊંડા જળમાં નીરખે વસમી માઝમ રાત,
મોતન એકલડીઊભી મનમાં મહાઉત્પાત.
ત્રીજો: પિયુ પિયુ મનમા રટે, જવા નિકટ નિરધાર,
ભેદભર્યા એ સાભળે, દૂરદૂરથી ભણકાર.
મોતન: ઓ ! પિયા ઘેરાતી માઝમ રાત.
સંઘ: ઘેરા પવન સૂસવાટ . . .
ઓ પિયા૦

મોતન : ચાંદો ના ચમકે, ને વીજળી ના વલખે
પથરાતાં ઊંડાં અધાર,
સાગરના ઘોર આજ ગાજે ચોગરદમ
ભરખે છે ભૂંડા ભેંકાર...
ઓ પિયા૦
સમદરના ઘોડલાને ડારી ડોલતો એ
હૈયાનો રૂડો અસવાર
સાતે સાગરની ઝાલર બાધતો એ,
ઊડતો આભલાંની પાર...
ઓ પિયા૦
સઘ : સાગર હિલોળતા ત્યાં ભમ્મર ભરાણું એક
ભરખ્યુ એ ભમ્મરિયે વ્હાણુ,
આયખું ખૂટયુ ને એનુ માળખુ ખૂટયુ છે ત્યાંહી
આતમ છે તરવરતો જાણુ...
ઓ સખિ શેણે કરે ઉત્પાત?
મોતન . સાગર[1] પેટાળ તારે લખલખ વેરાણાં મોતી
આવું હું તો તારે પગથાર,
માળખુ સાચવજે બાપ, આતમ અભરામ સાથ
સગાથે જાશુ પરભાર...
ઓ પિયા૦

સઘ : સમદરની છોળ પછી ગીતો આલાપતી,
મોતન : ઓ પિયા! ઓ પિયા! ઓ પિયા!
સઘ : દિશા ઘેરન્તો ગાજે પડછન્દો બોલે બધે
ઓ પિયા! ઓ પિયા! ઓ પિયા!

# યમ-સાવિત્રી

તોટક

સંઘઃ જય હો ! જય હો ! સુખશાંતિ વધો;
જય દેવતણો, જયકાર હજો.

ઈન્દ્રવજ્રા

એક પ્રતિહારીઃ ચિંતાજળ્યા રાજ્યગુરુ પધારે,
જ્ઞાનીજનોનો જય હો સદા યે.

અનુષ્ટુપ

બીજો: ગણિતે કાળને બાંધી, ગ્રહોનું ગતિદર્શન
કરીને ભાખતા ભાવિ, પધારો હે ગુરુજન!

રાજ્યમાતાઃ આજ્ઞા છે રાજ્યમાતાની, કહોને રાજ્યના ગુરુ!
પુત્રી સાવિત્રીના ભાગ્યે, લખ્યુ શું ભાવિમાં ખરુ?

ગુરુઃ વદુ છું, વીનવું, માતા, પૂછો મા વિધિની ગતિ;
ભેદવા ભાવિના ગર્ભ, નથી એ યોગ્ય શ્રીમતી.

ભીમપલાસ

રાજ્યમાતા: મને કોઇ બતાવો રે ભેદ,
મારે અંતર અઢળક ખેદઃ
મને કોઈ બતાવો૦

કાળના ઓળા કાજળકાળા, દીસે મને વીંટળેલ,
ત્રિકાળના ઓ! જાણણુહારા, કોઈ સુઝાડો ઉકેલઃ
મને કોઈ બતાવો૦

ભરનીંદરમાં સોણલે આવી, દીધા મને બહુ દશ;
કુળકુટુંબનો જાણે દેખાયો, પળમાં થાતો ધ્વંસઃ
મને કોઇ બતાવો.

અનુષ્ટુપ

ગુરુ: ઘડી આ જાય છે જાણો, વિધિએ વસમી ઘડી;
ગ્રહોની ગતિમા ભારી, દુર્ભાગી ગૂચ છે પડી

માતા: છાડીને સર્વની આજ્ઞા, સત્યવાન ગયો વને:
જીવને રૂધનારું આ, ત્યજી મૌન કહો મને.

ગુરુ: મહાદૂત મહાકાળ, યમરાજ સ્વયં ધરે,
કાળનો કારમો પાશ, સત્ય પાછો નહીં ફરે.

આકાશવાણી·

રોહિણી (ગીત)

સંઘ· કાજળકાળાં ઘેરા ઘેરા, વાદળ આવ્યાં જાય,
સાવિત્રીને શિરે આજે, ભયના સૂચન થાય:
કાજળકાળાં૦

દશેદિશેથી ઊલટી આવી, પ્રચડ વાયુ વાય.
વજાકડાકા વીજળીવેર્યા, પૃથ્વી પર ઊભરાય.
કાજળકાળાં૦

રાત પડી છે ઘોર અધારી, જીવનદોર કપાય;
જ્યોત બુઝાઈ, અશુભ એવુ, કેમ કરી જીવાય?
કાજળકાળાં૦

ઇન્દ્રવજ્રા

કોણે ભણી આ ભૂડી વ્યોમવાણી?
શેણે નહીં હું ધરતી શમાણી?

અનુષ્ટુપ

ગુરુ: લખેલા લેખ છે એવા, વિધાતાના હવે ભણુ;
સર્પદશે વને મૃત્યુ, થયું છે સત્યવાનનુ.

સાવિત્રી: સર્પના દંશથી મૃત્યુ, સત્યનુ ? એ બને નહીં:
જુઠ્ઠી એ વ્યોમની વાણી, સત્યવાન જીવે સહી.

માતા: સાવિત્રી! પુત્રી સાવિત્રી! અમંગલ અસહ્ય ચ;
અરે પુત્રી! અરે પુત્રી! મહાકોપ ભયકર!

સાવિત્રી: વળી મૃત્યુ! અરે મૃત્યુ! મૃત્યુની બીક શી વળી?
મૃત્યુ તો સોણલું વ્હાલુ, તમે શુ જાણો છો છળી?

માતા: અરે પુત્રી હસે શેણે? સત્યવાન ગયો મરી,
હવે સૌભાગ્ય તારું જો, હણાયું એ અભાગિની!

સાવિત્રી: તમે મૃત્યુભયે કાયા ચિતાગ્નિમાં ધરો શીદ?
મને તો થાય આનંદ, ગાઉં હું મધુરાં ગીત.

માતા: અરે પુત્રી! કહે શું આ? સત્યવાન ગયો મરી;
અને તું હોંશથી નાચે! તને ના શોક છે જરી?

ગીત

સાવિત્રી: બોલો બોલો તિમિરઘેરા, જીવનદોર અનત,
બળ્યો બળે ના, કાપ્યો ત્રૂટે ના, એનો ના'વે અતઃ
બોલો બોલો૦

મરણ આવે, સોણલુ મીઠું, જીવન ના બદલાય;
શાને કરાવો? બીક ધરો શી? મને ન ચિંતા થાય:
બોલો બોલો૦

અભય થયેલ મનડું મારુ, મરણ ના સમજાય;
જીવનજ્યોતિ ઝગે નિરંતર, મને તો આનંદ થાય:
બોલો બોલો૦

યમરાજ: હું યમરાજ! હું યમરાજ!
સત્યવાન હૈયે બંધાયો,

યમદૂત લેવાને ધાયો,
તો ય નહીં એ તો પકડાયો,
છોડ હવે હઠ આજ:
હું યમરાજ! હુ યમરાજ!

સાવિત્રી. હે યમરાજ! હે યમરાજ!
પુલકિતપુલકિત ફૂલની પરાગ,
જીવનજીવન વિકસિત રાગ,
છલબલ છલબલ ઉદધિતરંગ,
સચરાચરમાં વિધવિધ રંગ,
જીવનનુ કદી મૃત્યુ ન થાય,
શીદ અસત્ય વદો યમરાજ!
હે યમરાજ! હે યમરાજ!

યમરાજ: હુ યમરાજ! હુ યમરાજ!
માનવકાજે નિર્મિત યોગ,
મૃત્યુ સદા નિજ માગે ભોગ,
કાળઘડી નહિ મિથ્યા થાય,
જન્મમરણ તો આવે જાય,
સત્યને છોડ હવે તુ આજ,
હુ યમરાજ! હું યમરાજ.

સાવિત્રી· હે યમરાજ! હે યમરાજ!
પ્રલયકાળ પૃથ્વીનો આવે,
શશિસૂરજ નિજ ગતિ પલટાવે,
તો ય કદી નહિ સત્ય ત્યજાય,
સત્યવિહોણા કેમ જીવાય?

હે યમરાજ ! કહો યમરાજ !

યમરાજ : હું યમરાજ ! હું યમરાજ !

• અનુષ્ટુપ

સાવિત્રી : સત્યને મૃત્યુની છાયા, કદી યે ના શકે અડી;
આત્મામાં સત્યનો પ્રાણ, આઘો એ ન થતો ઘડી.
પધારો આંહીંથી દેવ ! સત્યને મૃત્યુનો ભય
ધર્યો છે જો કદી તો તો, તમારો જાણજો ક્ષય.

યમરાજ : હું યમરાજ ! હુ યમરાજ !

સાવિત્રી : મહાતેજ મહાશક્તિ, પંચભૂત ભૂમંડળે;
સાવિત્રી સત્યનો પ્રાણ, પ્રાર્થે છે પ્રેમના બળે.
ત્યજીને યોગની નિદ્રાં, ઘડીમાં આવી એ મળો;
કીધી જો સત્યની સેવા, વિનંતી આટલી ફળો.

યમરાજ : હું યમરાજ ! હું યમરાજ !

ગીત

સાવિત્રી : હવે રે મારા જાગો જી જીવતર !
જાગો જી જીવતર, મારા જીવનધર !
ઊંડી નીંદરામાં પોઢયા'તા પલભર,
જાગો જીવનધર માણોને જીવતર,
આજે આનંદતણો, ઊગ્યો છે દિનકર;
જાગો જીવણજી, મારા જીવનધર !

યમરાજ : જાગો ! જાગો !
નીંદરતાં સત્ય સૌ જાગો જી આજ,
સાવિત્રી આજ મારી રાખી તેં લાજ.
જાગો ! જાગો !

હૈયુ છે શુદ્ધ તારુ, એવી નિર્દોષ;
ફળશે સૌ આશ તારી, થાશે સંતોષ
જાગો ! જાગો !

વસતતિલકા

સઘ : આ સત્યવાન વનમાંથકી આંહી આવે,
ને હાથમાં મરણનુ વળી મૃત્યુ લ્હાવે;
સાવિત્રીનો વર સદાય અનત સત્ય,
એને ન મૃત્યુ અડતું, નકી છે અમર્ત્ય.

ગીત

મા અને બીજા :
ધન્ય ધન્ય દીકરી સાવિત્રી ! તેં કુળ કીધાં ઉજિયારા,
મૃત્યુદૂતને પાછા વાળ્યા, પ્રેમપ્રતાપે તેં તારા,
યુગયુગને તે નવલા કીધા, સત્યતણા દર્શન ન્યારાં,
પ્રેમપદારથ પાયા પીધા, અમરધામને વરનારા

# માઘનું મૃત્યુ

[મહાકવિ માઘની એક પ્રચલિત કિંવદંતી ઉપરથી આ રૂપક ઉપજાવ્યું છે પિતાની દોલત ઉડાવી દેતાં, પત્નીને અવન્તિનાથ પાસે, શ્લોક સગાથે મોકલી. રાજાએ તેને સવાલક્ષ મ્હોર આપી અવન્તિની પ્રજાએ કહ્યું કે માઘ તો મહાઉદાર, એની પત્ની પણ એવી જ હોવી જોઇએ એટલે પત્નીએ સુવર્ણને લોકોમા વહેંચી દીધુ માઘપત્ની ઘર આવ્યા ત્યારે ગરીબાઇથી માઘ મૃત્યુશય્યા ઉપર છેલ્લા શ્વાસ લેતા હતા

આ રૂપક મોટે ભાગે શ્રવણીય છે, કેવળ દૃશ્ય નથી. જતે દિવસે રેડીઓ-રૂપકો—એક જ વસ્તુલક્ષી, સફળ કથાનકવાળા, છતા સગીતની વિવિધતા ભરેલા લખાતા જશે, લખવા જ પડશે. આ એક એવો પ્રયત્ન છે ભજવવા માટે યા રજૂ કરવા માટે એમા થોડી વધઘટ જરૂરી છે એ વધઘટનો આધાર કુશળ સૂત્રધાર પર જ છે —લેખક]

અનુષ્ટુપ

એક: ઉત્તરે ગુર્જરે દેશે, વિસ્તરે અરવલ્લરી;
અને ત્યાં આભઊંડન્તો, ઊભો છે આબુનો ગિરિ.

બીજો: હતી ના ત્યાં મરુભૂમિ, પલ્લવી ફળી સસ્કૃતિ;
ઊંડેરી જ્ઞાનવારિની, વ્હેતી'તી ત્યાં સરસ્વતી.

ત્રીજો: ઘેરી એ ગિરિમાળામાં, શ્રીનગરી શ્રીમાળની;
અર્બુદાચળની છાંયે, શોભન્તી કચને મણિ.

એક: ઉપમામાં સુલાલિત્યે, ગભીરા અર્થગૌરવે;
વાચસ્પતિ મહામાઘ, ભારતે કવિઓ કવે.

બીજો: પિતા સર્વાશ્રયે દીધી, પુત્રને લક્ષ્મીની લીલા;
પુત્રે સરસ્વતી પૂજી, પત્નીમાં વધુ ઉત્કલા.

ત્રીજો: શ્રીમાળે માઘની કીર્તિ, સૂર્ય શી પ્રસરી રહી;
વિસ્તરી ભારતે ત્યાથી, યુગે યુગે પછી વહી

રાગ દુર્ગા (ગીત)

બધાં: એણે પૂજી સરસ્વતી મન, એવો સબરસિયો
જેણે નવલાં કીધાં સર્જન, એવો સબરસિયો
એણે વહેંચાવ્યાં અઢળક ધન, એવો સબરસિયો
જેણે તાર્યા કંઈક નિર્ધન, એવો સબરસિયો.
એણે રેલાવ્યાં કાવ્યગુંજન, એવો સબરસિયો.
જેને લાધ્યાં'તાં રસદર્શન, એવો સબરસિયો.
એણે પૂજી૦

અનુષ્ટુપ

એક: શ્રીમાળે ધાન્ય ને લક્ષ્મી, વસે કારાગૃહે સદા,
કવિએ જ્ઞાનથી છેદ્યાં, વસમાં બધનો બધા.

સવૈયા

બીજો. એક દિવસ ઉજ્જયિની રાજન, આવ્યા'તા શ્રીમાળનગર,
રાજનગરની રૈયત રડતી, માઘ કવિને પડી નજર,
ધનભંડારે હતી અમૂલખ, સંપતિ ધરતી ભોય ભરી,
લાજ રાખવા રાજનગરની, ગરીબ લોકને ચરણુ ધરી.

અનુષ્ટુપ

એક: કવેન્દુ એ દયાસિન્ધુ, દીનબન્ધુ શ્રીનંદન,
લક્ષ્મીને દાનમા અર્પી, બન્યા એ જગવંદન.

બીજો: પત્ની તો પ્રેરણામૂર્તિ, મન્ત્રિણી સહચારિણી;
અનુરાગી છતાં ત્યાગી, સસારે તો વિરાગિણી.

ત્રીજો : જ્ઞાનીને ન મળે અન્ન, ધનીને જ્ઞાન ના મળે;
સંસારે એ વિધિયોગ, યોગી એ ગતિ ના કળે.

એક: પત્નીને શ્લોક સંગાથે, પ્રેરી ઉજ્જયિની પ્રતિ;
શ્રીમાળે કાવ્યનું મૂલ્ય, થયું ના, ના થતું કદી.

બીજો: એવા એ કવિ માઘ, હવે સંકેલતા કલા;
સન્ધ્યાને આંગણે આવ્યા, દારિદ્રે અતિ દુર્બળા.

મન્દાક્રાન્તા

બે: પુરુષ અને સ્ત્રી
ધીમે ધીમે દશદિશ વહી, કીર્તિની શુભ્ર જ્યોતિ,
ને લક્ષ્મી તે તરલ ચપલા, સુકૃપા ઓસરી'તી;
દૌર્બલ્યેથી અવયવ ગળે, ઘેરતી મૃત્યુજાળ,
આવી ઊભો નિકટ ગરવો, એમનો અતકાળ.

(માલિની)

સ્ત્રી · ઉદધિજલવિલોલે, ભાગ્યની એમ લીલા,
દહન કરતી તાપે, ને ઘડી છાંય શીળા;
કવિવર સુખશય્યા, મૃત્યુની માણતા'તા,
ગુણીજન સહુ ભેળા, ભાવથી ગીત ગાતા.

રાગ સારગ (ગીત)

બધાં· ધનધન કવિજન રસયોગી!
લીધું અંતર અવલોકી!

જ્ઞાનજળ ગાળીને નિર્મળ, સબરસ તેં તારવિયાં,
સકળ વિશ્વ અવલોકી, હે કવિ! સારઊંડા સારવિયા.

રસધાર સૌ ઘોળી નવલી, ઉપમા તેં ઉપજાવી;
નવલ રંગથી રંગી એને, વધુ લલિત બનાવી.
સરસ્વતી રસવંતી ત્યાંથી, કૃપાપ્રેરણા પીધી;
અલંકાર અણમોલા પામી, અર્થગૌરવી કીધી.
ધનધન કવિજન૦

મન્દાક્રાન્તા

બે. ધીમેધીમે કવિવરતણી, આંખડી પાંદડી શી
બીડાતી'તી કમલવદને, પત્ની ત્યાં તો પ્રવેશી;
આવી ઊભી સમીપ શયને, હોય સંજીવની એ,
ખૂલ્યાં નેનો વદન વિકસે, સર્વ એ દશ્ય જુએ.

અનુષ્ટુપ

માઘ: તમે છો જ્ઞાનના પથી, ટાળ્યા શોક વિમોહને;
પામ્યા છો પદ કૈવલ્ય, હવે દો પામવા મને.
પત્ની: મહાભાગ મહા માઘ, રૂડા સ્પર્શમણિ તમે,
પામી હું એ થકી જ્ઞાન, અનંતે મનડું ભમે.
માઘ: તમે સરસ્વતીતીર્થે, ક્ષિપ્રાતીર્થે પ્રવાસિની,
કહો યાત્રાતણી વાત, કલ્યાણી મૃદુભાષિણી

ઉપજાતિ

પત્ની: સભા ભરી ભવ્ય અવન્તીનાથે,
શોભે વળી પંડિતવર્ય સાથે,
સત્કાર કીધો અતિ હર્ષ લાવી,
સુવર્ણ ને રૌપ્ય ફૂલે વધાવી.

મન્દાક્રાન્તા

ને મેં ગાયો કવિવર તમે, જે દીધો તે જ શ્લોક,
હર્ષાશ્રુથી પુલકિત થયા, સાંભળી સર્વ લોક.

માઘ: દેવી કહે અનુપમ તમે, સંભળાવો મને એ,
લ્હેર્યો જાઉં રસસરિતમાં, શાંતિથી હું અનતે.

શાલિની

પત્ની: કુમુદવનની શોભા ખીલતી ઝંખવાય,
રવિશશિ નભ ઊગે–આથમે એમ થાય;
સુખદુઃખ ગતિચક્રે યોગવૈચિત્ર્ય જાણો,
વિધવિધ વિધિલીલા, માનવી જ પ્રમાણો.

અનુષ્ટુપ

માઘ: નક્કી એ રાજવી જ્ઞાની, જાણ્યુ સત્ય સનાતન;
રસજ્ઞ વિરલા એવા, કલિયુગે કદાચન.

• મન્દાક્રાન્તા

પત્ની: માર્ગે લોકો સરળ હૃદયે, માઘની કીર્તિ ગાય,
જ્ઞાનેદાને ધરતી ઉપરે, અન્ય એવો ન થાય,
ને આનદે ઊછળી ઊજવે, ઉત્સવો ઉજ્જયિની,
છો શ્રીમાળે કવિવર વસે, તો ય એ ભાવભીની.

• અનુષ્ટુપ

માઘ: ધન્ય છે! ધન્ય છે! ભાર્યા! સંસારે પથદર્શિકા;
આજે હું અધિકો મ્હોર્યો, માઘની કીર્તિદીપિકા.

• વસતતિલકા

પત્ની· ચિંતાજળ્યાં, હૃદયભગ્ન, હતાશ દુઃખે,
આવ્યાં પ્રજાજન ત્યહીં, કજળેલ ભૂખે;
અર્પી દીધી સકળ લક્ષ સુવર્ણમ્હોર,
એથી થઈ ઉર પ્રફુલ્લ પ્રજા ચકોર.

• અનુષ્ટુપ

માઘ: ધન્ય છે! ધન્ય છે! દેવી! તમે તો કુલદીવડી;
કાળના ગર્ભથી તાર્યો, ઉજાળી મૃત્યુની ઘડી!

• મન્દાક્રાન્તા •

પત્ની· સોલ્લાસે સૌ વચન ઊચરે, માઘ હૈયાવિશાળ,
ત્યાગી એવો ઉદધિઉરનો, દીન શુ નિત્ય વ્હાલ;
માઘ: જીત્યા દેવી નૃપવર થકી, ને જીવ્યુ ધન્ય કીધું;
મારુ આજે અમર ઊજળુ, મૃત્યુનુ કાવ્ય કીધું.
પત્ની· ખાલી હાથે અહીં થકી ગઈ, એમ પાછી ફરી હું;
માઘ· ના રે દેવી! વિરલ અદકી પુણ્યકીર્તિ વરી તું
પત્ની: સાથી વ્હાલા! જીવનપથના સારથિ! આવું સાથ!
માઘ· માંડો સેવા પીડિત જનની, છો તમે શક્તિમાત.

• અનુષ્ટુપ

માઘ· લક્ષ્મીને દૂર છે રાખી, વિધિએ યોગ્ય છે કીધું,
દીનોને દાનમાં દેતાં, અનોખુ પદ છે લીધું.

(આર્યા ગીતિ)

એક: મરણ નીરખતું દ્વારે, સુખ મધુરુ મલકાવે;
પણ અમુલખ લખી, આવી, મંગલ પગલે આવે

રાગ ભીમપલાસ (ગીત)

બધાં: મરણ રૂપ ધરે નવલુ,
નીરખી ભરે લલિત પગલુ
ઉપમાઓ ખંખોળી ખોળી, સજીવની રૂપ લીધુ,
કવિવરદ્વારે આવી એણે, મુખ ઉજિયારુ કીધુ
જ્યોતકિરણ ઝળકાવી એણે, પ્રાણ પરોવી લીધા,
માઘકુળને અમ્મર એવા, અક્ષયકીર્તિ દીધા
કલ્પનાએ ઘડી પાંખ દીધીને, ઊડવાને અવકાશ,
સચરાચરમા ઊડતાં એને, અંતર લાધ્યો પ્રકાશ.
મરણ રૂપ ધરે નવલુ૦

• ઝૂલણા •

એક: ગુર્જરીભોમમાં, માઘ મોંઘા કવિ,
કીર્તિની જ્યોત તેં તો જલાવી;
કાવ્ય 'શિશુપાલવધ' તેં લખીવધ કીધી,
કીર્તિ કૈં કૈં કવિએ જમાવી.
દીન ને વિનીત સૌ ભક્ત કવિવરતણા,
ગાય તુજ ગુણકથા મુક્ત કંઠે;
ઊભી આ શારદા આજ ગૌરવહીણી,
મૂક થૈ આમ જાતાં અનંતે.

• રાગિણી ભૈરવી (ગીત)

બધાં: ધન્ય કવિવર ! સુદર જીવનજ્યોત
આતમના પરતાપે તેં તો કીધ પરાજિત મોત; ધન્ય કવિવર૦
કમળથી અતિ નિર્મળ ઉરમાં, ભાવ ફૂળા રે ભરેલ,
નિર્ધન તો ય હુંફાળે હૈયે, નિત્ય તમે રે વસેલ; ધન્ય કવિવર૦
ધરતીનાં ફૂલ ધૂપ ધરે અહીં, પસરાવી ભરી મ્હેંક,
રૂપભરી વાદળિયો, લાવી, મેઘ કરે અભિષેક, ધન્ય કવિવર૦
અણુએ અણુએ રાસ રચાતા, ગાતા મંગળ ગીત,
પ્રાણ કવિવર વિશ્વતણા, મૃત્યુ પરે થઈ જીત, ધન્ય કવિવર૦

મન્દાક્રાન્તા •

પત્ની: સંધ્યાકાળે રવિ કમળને, એકલાં જાય છોડી,
એવી રીતે કવિવર તમે, આજ છાતાં વિછોડી;
માઘ: દેવી વ્હાલાં! હસિત હૃદયે, હર્ષથી દો વિદાય.
બધાં: પ્રાર્થો ભેળાં પરમ કવિને, સૌનું કલ્યાણ થાય.

असतो मा सद्गमय
तमसो मा ज्योतिर्गमय
मृत्योर्माऽमृतं गमय ।

## જય હો ગરવી ગુજરાત

જય હો જય હો જય ગરવી ગુજરાત,
ગાજે દશે દિશામાં તારી ખ્યાત
જય હો જય હો જય ગરવી ગુજરાત.

પાવાગઢ ગિરનાર ઇડરિયો ઉત્તર આબુ આભ ઊડન્ત,
મશહૂર બની તું મજદુરીથી કલાકિસબમાં ચાર દિગન્ત;
ખેડૂત તારો જગનો તાત
જય હો જય હો જય ગરવી ગુજરાત!

સંત સાંઇ ને શાહ શૂરવીર ગર્જન્તા ગિરે વનરાજ,
દરિયો ખેડે, ધરતી છેડે, સોદાગર કંઈ સાહસબાજ;
સખાવતોથી તું છલકાત
જય હો જય હો જય ગરવી ગુજરાત!

લોકગીતથી તું રંગીલી લ્હેરતાં લ્હેકે લલકાર,
ફલ લ્હેંકતી, ફૂલ મ્હેકતી વનસ્પતી લીલી કુંજાર;
સરિતા સરવરથી રળિયાત:
જય હો જય હો જય ગરવી ગુજરાત!

આદિ કવિ ઉર્દૂની ધરતી, વલી થયો ભારતપ્રખ્યાત,
ધૂન ધરન્તી રાસ રમન્તી ગરબે ઘૂમતી માઝમ રાત;
નરસિંહથી ઊજળા પરભાત:
જય હો જય હો જય ગરવી ગુજરાત!

'યા હોમ કરી પડ ફતેહ છે આગે' ગાજન્તો નર્મદ પડકાર,
હિન્દ દેશને નવજોબનિયુ બક્ષી બોલો જયજયકાર;
આદમ તારો છે આઝાદ:
જય હો જય હો જય ગરવી ગુજરાત!



# ચઢો રે શિખર !

• ભજન

ચઢો રે શિખર રાજા રામના.

ઈ રે શિખરે સૂરજ એકલો શેણે ચઢે રે પરતાપ!
અલ્યા ઊભો ર્‌હે અમે આવીએ, પછી તારી છે વાત:
ચઢો રે શિખર રાજા રામના

જો રે સોનાજાળી પાથરી, એમાં ઝીણીઝીણી ભાત;
એવી મઢશું અમે જાતડી, ચઢી સૌ મળી સાથ:
ચઢો રે શિખર રાજા રામના.

ત્યાં તો પરચડા વાયરા, કેવા વીંઝે દિનરાત !
અલ્યા તને ખિવડાવશું, તારી તે શી વિસાત?
ચઢો રે શિખર રાજા રામના.

રામનામ સૌ હઈડે ધરો, ડાગ ધરો રે હાથ;
ડેરા ઠોકો ને ડગ ભરો, જેની માનવીની જાત:
ચઢો રે શિખર રાજા રામના.

સૂરજ ર્‌હેલાં મથી આપણે બાંધી દઈએ મો'લાત,

છોને ચઢે પછી એકલો, એ રે ઊતરશે પછાતઃ
ચઢો રે શિખર રાજા રામના.

ઊંચે ભલે ઊડ ડુંગરા, અમે પણીની જાત;
શિખરે સૌ પ્હેલા પ્હોંચશુ, અમને ત્યારે રે નિરાંત
ચઢો રે શિખર રાજા રામના.

હોડ દીધી ઓલ્યા સૂરજે, એથી ભીડી છે બાથ,
ચાલો રે સૌ ગઢ જીતવા, એને કરવો છે મ્હાતઃ
ચઢો રે શિખર રાજા રામના.

# ગરબો

એક વાર ગરબે આવોને ઘૂમવા
મદે મલપતી નાર
ગરબો રગભરિયો ...એક વાર૦

ગરબા કોરીને મેં તો પૂર્યા છે દીવડા
એની નવલખ કિરણધાર
ગરબો રગરસિયો...એક વાર૦

હૈયાને ચોક મારે ગરબા કોરંતા
જાગ્યા જૂના અણસાર
ગરબો રંગભરિયો...એક વાર૦

એમાંથી એક દિવ્ય જ્યોતિ પરગટતાં
પામી જીવન રસધાર
ગરબો ર ગરસિયો...એક વાર૦

આકાશી ગોખમહીં ગુંજે છે ગરબો
કોઈ ભેદુ સૂણે લલકાર
ગરબો રંગભરિયો. .એક વાર૦

ઘટઘટને ગરબે ઘૂમે છે સાહ્યબો
અજવાળે જગઅન્ધાર
ગરબો રંગરસિયો ...એક વાર૦

# દીવડો

દીવડો દેખી સૌ હરખાય,
કે દીવડો ધરતી ફરતો જાય.

એ રતને પાલવડે સતાય,
તો ધરતી ફૂદડી ફરતી જાય.

દીવડા તારાં છે ઊજળાં રૂપ,
તું તો જગમાં જ્યોતિ સ્વરૂપ

આભનો ચાંદલો તું અલબેલ,
જોઈને લ્હેરતા કો છેલ

દીવડા! મૂકું હું આભને થાળ,
ત્યાંથી યુગયુગને અજવાળ.

દીવડા નવલખ તારાં નૂર,
તું તો .ભરજે માનવઉર.

ટાળજે અન્તરના અન્ધાર,
ને દેજે અગમનિગમના સાર.

## ભમ્મરીઓ કૂવો

ભમ્મરિયા કૂવામાં પડઘો બોલે,
પડઘો બોલે ને આભ અતર ખોલે.
ભમ્મરિયા કૂવામાં પડઘો બોલે.

કૂવાને ચારેગમ ભમરો બોલે,
એના ગુંજારવે ગગનો ડોલે:
ભમ્મરિયા૦

કૂવાને પાળ કોઈ ગરણી બોલે,
ગરબો કોરંતા એનાં હૈયાં ખોલે,
ભમ્મરિયા૦

કૂવાની થાળે કોક ડોલર ડોલે,
એની છાયામાં કોક ખોયુ ખોળે;
ભમ્મરિયા૦

કૂવાને નીર મીઠી લહરી ડોલે,
હૈયાની લ્હેર આતમગાથા ખોલે:
ભમ્મરિયા કૂવામાં પડઘો બોલે.

## વધામણાં

સોહાગી સોણલે વધાવું
રે હું તો સોહાગી સોણલે વધાવું.

સોનારૂપાને દોર તારાની ગૂંથણી
ગૂથી હું પાથણું બિછાવું—રે૦

સંધ્યાના નવરંગ રંગી અંગુલીઓ
મોંઘેરાં છાટણે વધાવું—રે૦

આકાશી થાળમા ચાંદાનો દીવડો,
મૂકી હું આરતી રચાવું—રે૦

ઘેરા સાગરની ઝાંઝર ઘટડી,
છોળે છોળે હું બજાવું—રે૦

મેઘલી રાતની કાળી વાદળીઓ,
વીજળીની કોરથી મઢાવું—રે૦

ધિનિકિટી–ધિનિકિટી વાગે મૃદગતાલ;
થૈ થૈ નાચીને નચાવું—રે૦

# નિઃશ્વાસ

મારે રેતીનાં રણુ રગદોળવાં જી રે,
  રોળી રોળીને ઉર નિત્ય બાળવાં જી હો.

મારે સાગરને પાળ પગ ખાળવા જી રે,
  ખાળી ખાળીને દિનરાત ગાળવાં જી હો.

મારે વાયુની લ્હેર ઢઢોળવી જી રે,
  એથી હૈયાની આગ સંકોરવી જી હો.

મારે વાદળોની વ્યોમહાર ખોળવી જી રે,
  ખોળી ખોળીને દુઃખરેખ દોરવી જી હો.

મારે છાયા પડછાયા નિહાળવા જી રે,
  ન્યાળી હૈયે નિસાસા ઘોળવા જી હો.

મારે એકલડા પંથ હવે ભાળવા જી રે,
  ભાળી ભાળીને ભૂતકાળ ભૂલવા જી હો.

# સ્મરણું

રહ્યું મન એક સ્મરણુ તારું,
બનો જી તારક તૃણુ મારું

હાથ હૈયું જોડી બે સાથે રામનામ લીધું'તું,
નવા યુગનુ સબરસ ઝરતું સ્નેહવારિ પીધું'તું·
રહ્યું મન૦

ભોંય હાથ બે ટેકી ઊચે ટગરટગર હું જોતો,
હેતમૂર્તિને હસતાં દેખી આનદે હુ રોતો·
રહ્યું મન૦

ગાઢ તિમિરમાં હું એકલની જ્યોત અનંત પસારી,
ઉર મારાને પાવન કરતી શુદ્ધોદકની ઝારીઃ
રહ્યુ મન૦

ઘાસગંજીઓ વર્ષો વીત્યે ખેતર-ટપકી જેવી,
સ્નેહજીવનમાં સહજીવનની હેતઊર્મિઓ એવીઃ
રહ્યુ મન૦

પવનચક્કીમાં વાય વાયરો, કદીક મોડો ન્હેલો,
ભાવિ હસાવે, ભાવિ રડાવે, જીવનચક્કીના ખેલો
રહ્યું મન૦

તને ચિંતવું, તને પૂજવું, તુંમાં પ્રાણ બંધાયા,
જનમજનમ તું દેજે ન્હેનાં! મોક્ષપથમાં છાયાઃ
રહ્યું મન૦

## રમકડોંની દુકાન*

નટવરવરની ભરી દુકાને વિધવિધ પૂતળાં નાચે;
જાતજાતના રંગ ધરીને, કોઈ આવે કોઈ ચ ચે.
નટવરવરની૦

દુનિયાનાં સૌ રૂડાં રમકડાં, કોઈ નાનાં કોઈ મોટાં,
કોઈ રડંતાં, કોઇ હસંતાં, કોઇ સાચા કોઇ ખોટાં.
નટવરવરની૦

કોઇ લડે ને કોઈ વઢે, ને ઘર બનાવે ગાવે;
ફેર ફરંતાં, ખેલ કરંતાં, કોઈ આવે કોઇ જાવે.
નટવરવરની૦

દુનિયા આ છે બડા ખિલૌના, એક દિન ભાંગી જાશે;
ભાંગેલા એ ટુકડામાંથી, નવાનવા સરજાશે.
નટવરવરની૦

નટવરવરની ભરી દુકાને વિધવિધ પૂતળાં નાચે;
જાતજાતના રગ ધરીને, કોઈ આવે કોઇ ચાચે.

## રમકડાંની દુકાન*

સપનાં વીણુવા ચાલો રે ભાઇ !
સપનાં વીણુવા ચાલો;
છોકરાંછૈયાં એકઠાં થઈને
સપનાં વીણુવા ચાલો.

લાખ ટકાનુ સપનુ લાવી,
બાંધશુ મોટા મ્હેલ;
તાડથી ઊંચે પ્હાડથી ઊંચે,
આભમાં કરશુ સ્હેલ;
સપના વીણુવા ચાલો.

સપનાં લઇને સપનાં સાથે,
કરશું ભેળું ભેળ;
સપનાં વેચ્યાં સપનાં લ્યો ભાઈ!
સપનાનાં આ ખેલ
સપના વીણુવા ચાલો.

સપને સપનુ ગૂથીને બે,
રચશુ સપનાંજાળ;
એમાં રમવા પકડી લેશું
સૌ જગતના બાળ !
સપના વીણુવા ચાલો.

સપનાં વીણુવા ચાલો રે ભાઈ
સપના વીણુવા ચાલો,
છોકરાંછયાં એકઠાં થઇને
સપના વીણુવા ચાલો.

*એ નાગના નાટકમાંથી

## મંગલ ગીત

જય જય હો સહુ મંગલ ગાઓ,
સીતાપૂજન ઘરઘર થાઓ,
આજ અયોધ્યાનગર સુહાઓ,
જય જય હો દેવી.

રઘુપતિ રાઘવ અન્તર ભરતી,
મૂર્તિ નિરંતર મધુરી સરતી,
પૂજનથી થતી ધન્ય જ ધરતી,
જય જય હો દેવી.

મંગલ ઉત્સવ અતિ મન ભાયો,
લોકહૃદય આનંદ છવાયો,
રઘુકુલતિલક રાગ છવાયો,
જય જય હો દેવી.

# વંદન

વંદન રઘુનંદન રાજા, પ્રજાનુરંજનકારી;
આપો શુભ અંતર દર્શન, મંગલમય દુઃખહારી.
વંદન રઘુનંદન રાજા.

સરયૂજલ નિર્મલ ઝરે,
રવિકિરણ ઉજ્જલ કરે,
દીસત સૃષ્ટિ ન્યારીઃ
વંદન રઘુનંદન રાજા.

યુગ નૂતન રૂપ ધરે
વિશ્વ સકળ જ્યોતિ ભરે,
જનમન અતિ સુખકારીઃ
વંદન રઘુનંદન રાજા.

માનવકુલ અંતરે,
નવીન જીવન સંચરે;
જલમહીં કંકર તરે,
થાય કૃપા તારી.

વંદન રઘુનંદન રાજા પ્રજાનુરંજનકારી;
આપો શુભ અંતર દર્શન, મંગલમય દુઃખહારી.

('સીતા' નાટકમાંનું ગીત)

# વિદાયગીત

ભીમપલાસ

મારે માથે ભર્યાં છે રૂપેરી માંડવા,
તારાના તેજધોધ નીતરે સદાય;
કાજળશી રાતનાં મારે છે ઓઢવાં,
અંતરની આજ મને આપો વદાય.

વાયુની લ્હેર મારે અંગો અગોળવા,
વાયુની પેર હુંથી કૂદડી ફરાય;
પંખીનાં ગીત મારે નિત્યે કિલોલવાં,
ગાતાંગાતાં હુંથી ઊંચે ઉડાય.

સાગરના રૂમઝુમ ખોળા નિંદરવા,
ધીમેધીમે મારી આંખો લ્હેરાય,
જીવનના નાચ એનાં જાદુ છે જાણવાં,
જીવનની પાર હુંથી નિત્યે નચાય
મારે માથે૦

# અગનગાડી

અગનગાડી આંગણુ આવી,
હે, ફૂલે ફાલ્યા મલકની માંય;
અગનગાડી૦

એ, લીલાલીલા સીમાડાની છાંય,
ઊપજની માંગણુ આવી.
અગનગાડી૦

હે, ફૂજનવન ને નાઘેરની સોડ,
કાળમુખી વાઘણુ આવી
અગનગાડી૦

રે, મીઠા પમરે વાયરાની છોડ,
તેમાં રે ગંધારણુ આવી.
અગનગાડી૦

એ, આઘા આઘા દેશપરદેશ
એના રૂડાં સાંધણુ લાવી;
અગનગાડી૦

રે, કૂડા કીધ કણુબીના વેશ
એને માટે લાઘણુ લાવી.
અગનગાડી૦

એ, ભોળાભોળા ભારતને ભાગ્ય,
પરદેશી કામણ લાવી,
અગનગાડી૦

મલક ફરતા ઝેરી ફુફાટ,
ડખીલી નાગણ આવી
અગનગાડી૦

અગનગાડી આંગણ આવી,
હે, ફૂલે ફાલ્યા મલકની માંય
અગનગાડી આંગણ આવી.

# ધિનિકિટ

ધિનિકિટ ધિનિકિટ વાગે મૃદંગ,
ઉરે ભર્યો છે ઉમંગ,
ધિનિકિટ ધિનિકિટ૦

ધમક ધમક ઘૂઘરી ઘમ ઘમકે,
ઢમક ઢમક ઢોલક ઢમ ઢમકે,
થથર થથર અંતર થર થરકે,
ધરી કરે વાત શૃંગ.
ધિનિકિટ ધિનિકિટ૦

ગાઉં ગીત હું નિત નિત નાચું,
નાચી નાચી હું અંતર રાચું,
ગીત નૃત્ય ને વાદન સાચુ,
કરી હૃદય મન ચંગઃ
ધિનિકિટ ધિનિકિટ વાગે મૃદંગ,
ઉરે ભર્યો છે ઉમંગ.

('રમકડાની દુકાન' નાટકમાંનુ ગીત)

## મેઘ-ધરાનો સંવાદ

કોણ છે તારી જાતડી એલા !
કોણ છે તારું ગામ ?
કોણ છે તારાં માતપિતા ને
કોણ છે તારુ નામ ?

સાગરનાં જળ માતજી મારાં
મેહુલો મારુ નામ;
સૂરજ મારા તાતજી વ્હાલા
આકાશ મારું ગામ.

મોઘા મોંઘા મેઘજી વ્હાલા !
એવડાં મારાં પાપ !
ધોમ ધખે ને ધગધગે આ
રોજ જપું છું જાપ !

બાળલગ્નમાં દીકરી વેચે
એવા છે મોટાં પાપ;
લોભને સારુ બૈયર વેચે
પછી લાગે ના શાપ ?

એવા રે આવા ગરીબ દેશે
પાકે રે ભૂડા કો'ક,
ખેતર ખેડે ખેડૂ બિચારા
એના લાગ્યા શા ભોગ?

ધરતીરાણી! ધરતીરાણી!
    ધરમના શા ફેલ!
એકથકી તું દેશ ડૂબાડે
    ઢોંગ ધતુરા મેલ.

ધરા : દાણા વિના સૌ દેશ રડે ને
    ભૂખમરાના ભોગ,
કૂવા ખેતર જળ વિનાનાં
    પોક મૂકે છે લોક.

મોઘાં રે મારા મેઘજી મારા,
    આવડો કોપ ન હોય;
રૂઠે રે રાયો દેશના ત્યારે
    તું યે સામું ન જોય?

મેઘ : ધરતી વ્હાલી! દુ:ખથી ભારી
    કૂખ તારી દીપાવ,
આકાશપાતાળ એક કરે એવું
    પૌરુષ તું પ્રગટાવ.

•

('ત્રિયારાજ' નાટકમાંનુ ગીત)

# અંતિમ ગીત

આજે મારે ગાવું છે મોતનું ગીત,
હે જી મારે ગાવું છે અંતિમ ગીત.

સૂર વિનાનાં ભાવ વિનાનાં ગીત અધૂરાં નિત,
ગાઈ ગાઈ હું તો થાકીને આજે છેડું છુ અંતિમ ગીત
મારે રે ગાવુ છે મોતનુ ગીત,
આજે મારે ગાવુ છે મોતનુ ગીત

તાલ મળે ત્યારે તાર તૂટે, નહિ મેળ મળે કોઈ રીત,
સૂર તૂટે કે કૈંક ખૂટે ને, જામ્યુ ન જીવનગીત
એથી મારે ગાવું છે મોતનુ ગીત

કાળનો ડંકો વાગશે ત્યારે અંતિમ રે ધિનિકિટ,
કોક ગોઝારું ગાશે ના ત્યારે મારું રે મોતનુ ગીત
એથી મારે ગાવુ છે મોતનુ ગીત.

વીજની દોરી આભથી તૂટે ગાતા વિશ્વસંગીત,
ત્યારે રે મેહુલો એકલો કેવુ આલાપતો ઘનગીત
ગાવું મારે એવુ રે મોતનુ ગીત,
આજે મારે ગાવુ છે મોતનુ ગીત.